# શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનું પુસ્તક બીજું.

# ઈટલીનો રણયજ્ઞ.

---

હિન્દુસ્તાનમાં અત્યારે આઝાદી માટે અહિંસાત્મક લડત ચાલી રહી છે, એ સમયે આ પુસ્તક વાંચી જવાની ખાસ જરૂર છે. ઇટાલીના અસંખ્ય વીર પુત્ર પુત્રીઓએ પોતાની માતૃભૂમિની ખાતર જે સંકટો વેઠ્યા, ભોગો આપ્યા અને જીવનના જે બલિદાનો આપ્યા, એ બનાવનાગી રોમાંચક અને વીરરસભરી કથા વાંચવાથી માલમ પડશે કે આઝાદી મેળવવી એ કાંઇ રમત નથી. જેના હૃદયમાં દેશાભિમાનની ધગધગતી જ્વાળા ભભુકી રહી હોય એજ સ્વતંત્રતા મેળવી શકે છે. ઇટલીનો આખો જ્વલંત ઇતિહાસ આ પુસ્તકના પાને પાને ચિતરેલો જોશો.

મહાત્મા ગેરિબાલ્ડી, વીર સેનાની ગેઝીની અને કુશળ રાજપુરૂષ કાવુરના અદ્ભુત પરાક્રમો વાંચવાથી સ્વરાજ્યની લડત કેવી હોય છે તેનું ભાન થાય છે. પુસ્તક વાંચવાનું શરૂ કીધું કે આખું પુસ્તક વાંચી રહ્યા સિવાય જરાપણ સબુરી રાખી શકાય તેમ નથી.

પુસ્તક પ્રેસમાં છપાઇ રહ્યું છે. ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીમતે મળશે. તમો ગ્રન્થમાળાના ગ્રાહક ના બન્યા હો તો આજે જ ગ્રાહક બની એક રૂપીઓ મોકલાવી નામ નોંધાવી લેશો. પાછળથી પુસ્તક મળે કે વખતે નયે મળે તેની ખાત્રી આપી શકાય તેમ નથી કારણ કે પુસ્તક તેટલુંજ લખાયું છે. તા. ૨૧ ૨–૮–૦.

વર્ધમાન એન્ડ સન્સ.
પાયધુની, મુંબાઇ નં. ૩.

॥ ॐ ॥

# પ્રસ્તાવના.

"Swiss history teaches us, all the way through, that Swiss Liberty has been won by a *close union* of many small states.' Coolidge
(History of Swiss Confederation)

સ્વતંત્રતા એ મનુષ્યજાતિનો જન્મસિદ્ધ હક્ક છે એ હક્કની પ્રાપ્તિ માટે, રક્ષણ કરવા માટે કેટલાય દેશોએ લડતો ચલાવી છે, અને સ્વીટ્ઝરલેન્ડ પણ એમાંનો એક છે ઓસ્ટ્રીયન સામન્તોએના અત્યાચારોથી, અન્યાયવૃત્તિથી સ્વાતંત્ર્યનો ઉચ્છેદ કરવાના યત્નોથી, ચચાવી પાડી હોઇયા કરી જવાના ઇરાદાથી, સ્વીટ્ઝરલેન્ડ મહાવિકટ દશામાં આવી પડ્યો હતો. તેને ઉન્નતિસ્થાનમાં લાવવા, તેનો ઉદ્ધાર કરવા સ્વીસ લોકોએ અસહ્ય ધૈર્ય ધારણ કરી, શત્રુઓ સાથે કેવી સખત લડત ચલાવી હતી, સ્વદેશ માટે કેવો સ્વાર્થત્યાગ કર્યો હતો, જાનમાલ સ્ત્રિપુત્રાદિ સાંસારિક સુખોને તિલાંજલી આપી હતી, હસતે વદને મૃત્યુને આલિંગન આપ્યું હતું, એકસંપી એકમત બની સ્વદેશોદ્ધારનું અંતિમ ધ્યેય સાધ્ય કર્યું હતું, તેનો સર્વ વૃત્તાન્ત સ્વરુપ પુસ્તકમાં યથાર્થ રીતે આલેખવામાં આવેલો છે.

આ દેશ નાનો સરખો છે, છતાંય પૂર્વકાલમાં જ્યારે મોટા નૃપતિઓ દુર્બલ પ્રજાઓને કચડી નાખતા, ત્યારે તેણે પોતાની સ્વતંત્રતા જાગતી રાખી હતી એ આશ્ચર્યજનક છે! એવા જબરદસ્ત

સમયોમા પણ આ દેશનું સ્વાતંત્ર્ય અક્ષત રહ્યું હતું, એનું મુખ્ય કારણ તો, એ દેશનાં સંતાનો વીર, તેજસ્વી, નિર્ભય, શક્તિશાળી, સ્વમાનાભિમાની, એકસંપી ને સાહસી હતાં, એ છે. જૂદા જૂદા સમયકાળમા દેશકાળને અનુસારે જૂદા જૂદા નરશાર્દૂલો ઉત્પન્ન થઇ વીર પરાક્રમો જગવે છે અને વિજય પ્રાપ્ત કરે છે. જે વિજેતાના જેવા નિઃસીમ પ્રયાસ, તેવી તેની ખ્યાતિ ભૂમંડળમાં પ્રકાશ પાડતી ઝળકે છે. જે પુરુષો સ્વાર્થત્યાગી, પરમાર્થ બુદ્ધિથી શ્રમ ત્રાસ અને દુઃખ વેઠી સ્વાર્પણ કરે છે, તેમની કિર્તિ અવિચળ અને અવિચ્છિન્ન રહે છે. સ્વદેશોદ્ધાર કરનાર, વીરશ્રેષ્ટ સ્વીસ સ્વદેશપ્રેમીઓ પણ આજ કોટીના છે. એમના કર્મો શિક્ષણરૂપે છે અને જગતના ભવિષ્યમા ઉન્નતિપર જનાર વીરોને ધડો લેવા લાયક છે. સ્વતંત્રતા માટે લડી રહેલી પ્રજાઓ ને સ્વદેશોદ્ધાર કેમ થાય, એનું આ ઐતિહાસિક ઉદાહરણ મળશે. સ્વીસ લોકોએ જેમ એકસંપી કરી, સંયુક્ત થઇ સ્વતંત્રતા માટે લડત ચલાવી હતી, સ્વાર્થત્યાગ કરી સ્વદેશનું રક્ષણ કર્યું હતું તેમ કરવાને એ પ્રજાઓ પ્રેરાય અને કર્તવ્યપથ ઉપર અડગ રીતે પ્રયાણ કરે.

સ્વીસ લોકોની સ્વતંત્રતાની લડત ૧૨૯૧ ની સાલમા શરૂ થઇ. ઓસ્ટ્રીયન ડયુક રૂડોલ્ફના અત્યાચારો ને કરોના વર્ષાદથી સ્વીસ પ્રજા દુઃખી થઇ ગઇ; અને ત્રણ પ્રદેશો સરકાર સામે ટક્કર ઝીલવા માટે અને નમતું ન આપવા માટે એકસંપી બન્યા. એ સંયુક્ત સંમેલને ઓસ્ટ્રીયન શાસનકર્તાઓ વિરૂદ્ધ ઝુંડો ઉભો કર્યો, અને સ્વદેશને તેમના અત્યાચારો ને જૂલ્મોમાંથી મૂક્ત કરવા, સ્વતંત્ર બનાવવા સખત લડત ચલાવી. એ સ્વતંત્રતાની લડતનો અંત ૧૩૬૫ ખ્રિસ્તા-

બ્દમાં મોરગાર્ટનના વિશ્વવિખ્યાત યુદ્ધથી આવ્યો; અને સ્વીસ લોકો ઓસ્ટ્રીયન નોકરશાહીને ઉખેડી નાખી સ્વતંત્ર બન્યા. મોરગાર્ટનના યુદ્ધ વિષે, રીચર્ડ સ્ટીડ લખે છે કેઃ "This is the famous battle of Morgarten, which is justly regarded by the Swiss as one of their noblest of the many noble episodes in their stirring History."

પ્રસ્તુત પુસ્તકમાં ટેલ વિષે જે હકીકત આપવામાં આવી છે. તેને કેટલાક ઇતિહાસકારો માનતા નથી. કેટલાક તો એમ જ માને છે કે વિલીયમ ટેલ જેવી વ્યક્તિ જગતમાં ઉદ્‌ભવી જ ન હતી; એ કલ્પિત, ઉપજાવી કાઢેલી વાત છે. ટેલ એક દેશભક્ત અને વીરપુરૂષ હતો એમ અન્ય ઇતિહાસકારો સ્વીકારે છે, પરંતુ એનું વિશ્વવિખ્યાત લક્ષ્યભેદ, એ કલ્પિત ને જોડી કાઢેલી વાત છે, એમ કહે છે. અત્યાચારી શાસનકર્તાનું પિતા પાસે પુત્રના મસ્તક ઉપર મૂકાવી સફરજન વીંધાવવું, એવી વાતો, પુરાતન કાલમાં બહુ જ જોવામાં આવે છે. આ પ્રકારની દંતકથાઓ કિંવા કિંવદંતીઓ ભિન્ન ભિન્ન દેશોમાં મળી આવે છે. ડેનમાર્ક, નોર્વે અને આઇસલેન્ડની સાગાઓમાં ( sagas ) તથા હોલ્સટીન અને રાઇનલેન્ડની દંતકથાઓમાં અને ઇંગ્લેન્ડ અને સ્કોટલેન્ડમાં પણ આ જ પ્રકારની કથાઓ જોવામાં આવે છે; અને તે દરેકમાં ઘણું જ સામ્યપણું દૃષ્ટિગોચર થાય છે. આ જ પ્રમાણે, ટેલનું વિશ્વવિખ્યાત લક્ષ્યભેદ પણ એ જ પ્રકારની લોકોમાં પ્રચલિત થઇ ગયેલી દંતકથા છે, પરંતુ સત્ય ને સિદ્ધ વાત નથી, એમ તે કહે છે. મેજર જનરલ પેટ્રીક મેક્સવેલ લખે છે કે, "Thus the romantic exploit attributed to Tell is

obviously traceable to the shadowy region of legendary myth "

ટેલ વિષેની આ દંતકથા " White Book of Sarnen ' ( 1470 ) નામક પુસ્તકમા સારી રીતે જાળવવામા આવી છે અને ઇતિહાસકાર જોન વોન મુલરે પણ આ પુસ્તકની સહાય લીધી હતી

ઇતિહાસકારો ટેલને આમ કલ્પિત વાતાવરણનો માનવી માને છે, છતાય ટેલ તો સ્વીસ લોકોના હૃદયમા અત્યાર સુધી પણ વસી રહ્યો છે ઇતિહાસકારો ભલે ન માને પણ સ્વીસ લોકો એને સ્વદેશોદ્ધારની શરૂઆત કરનાર તરીકે અને સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતાનુ રક્ષણ કરનાર તરીકે પૂજે છે જે ન માનતા હોય એમને સ્વીટ્ઝરલેન્ડમા આવેલા ટેલના સ્મારકો જોવાથી ખાત્રી થશે ટેલે જ્યા ગેસ્લરની હોડીમાથી કૂદકો માર્યો હતો, તે જગ્યાએ સ્વીસ લોકોએ એક દેવળ બંધાવ્યુ છે, અને એ જગ્યા ' ટેલ્સ પ્લેટ ' ને નામે ઓળખાય છે. દરવર્ષે હજારો લોકો ત્યા એક વખત પ્રાર્થના કરવા જાય છે અને એ દેશોદ્ધારકનું સ્મરણ કરે છે ટેલ સ્વીસ લોકોના હૃદયોમા સજ્જડ અંકિત થયેલો છે અને તે કદાપિ ખસવાનો નથી વાચક ! જો તું કદાપિ એ વીર લોકોના પ્રદેશમા જાય તો એ જગ્યા ને એ દેવળ જરૂર જોજે લ્યુસર્ન સરોવર ઉપર એ આવેલા છે હું સ્વીટ્ઝરલેન્ડ જવાને ભાગ્યશાળી બન્યો નથી, છતાય મે એ સુંદર ને અનુપમ લ્યુસર્ન સરોવર અને દેવળ આદિ બેઠે જોયા છે નવુ વર્ષ ઉપર પાધે પીક્ટોરીયલ રીવ્યુમા મે એ અનુપમ વસ્તુઓ જોઇ હતી, અને આનંદિત થયો હતો.

કેટલાક અંગ્રેજી, ઇતિહાસ વિષયક તેમ જ બીજા પણ કેટલાક જૂદા જૂદા ગ્રન્થોને આધારે,—જેમા જગદવિખ્યાત જર્મન મહાકવિ શીલર કૃત 'વિલીયમ ટેલ' નામક નાટકનો વિશેષ આધાર લેવામા આવ્યો છે—પ્રસ્તુત પુસ્તક લખવામા આવ્યુ છે આ પ્રયત્ન કેટલે અંશે સફળ થયેલો છે એ વિચાર કરવાનું કાર્ય સુજ્ઞ ને સુશ્રુત વાચકોનું જ છે મારા પુસ્તકના અભ્યાસથી વાચકવૃન્દને જો કાંઇ પણ વિચારો કરવાનુ મળી આવશે તો હુ મારા પ્રયત્નને સફળ થયેલો માનીશ.

ઇતિ ॐ !

તા ૧૦–૬–૧૯૨૪
અમદાવાદ } રામચન્દ્ર દામોદર શુક્લ.



# અનુક્રમણિકા







# શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહકોના નિયમો.

ઉદ્દેશ—હિન્દની ભૂમિ એની એ છે, ધર્મો પણ એના એ છે, આકાશમા સૂર્ય અને ચંદ્ર પણ એના એ છે, છતા એ ભારતવર્ષમા કળીકાળનો કહેર સર્વત્ર દેખાય છે. દિન પ્રતિદિન દેશની, જાતની, ધર્મની અધમ દશા થતી જાય છે તેનુ કારણ ચારે બાજુથી વિદ્વાનો અને સ્વદેશ પ્રેમીઓ શોધી રહ્યા છે, ને શોધતા શોધતા એક એ વાતની ખબર પડતી ગઈ કે, દેશ તદ્દન અજ્ઞાન દશાની ઘોર નિદ્રામા ઘોરી રહ્યો છે અને એ અજ્ઞાનતાને લઇને આ દશા ઉપસ્થિત થઇ છે માટે પ્રજાને જાગૃતિમા લાવવાની ખાસ જરૂર છે ને તે ખાતર પ્રજા જાગૃતિમા આવે અને તેને ખબર પડે કે દુનિયામા પોતાનું સ્થાન કયા છે તેનુ ભાન થાય. વળી સિદ્ધાંત અને સમયના જાણ બનાવે એવા સાહિત્યની ખાસ જરૂર છે. આ ઉદ્દેશ લક્ષમા રાખી અમારા તરફથી એક ગ્રન્થમાળાની યોજના કાઢી છે ને તેમા પ્રજાને ચારિત્રવાન, ધર્મિષ્ઠ, સદાચારી, વીર્યવાન, બાહોશ અને સપૂર્ણ સ્વદેશાભિમાની બનાવે, તેમનામા નવચેતન સ્ફુરે, સ્વદેશાભિમાનીનો અપૂર્વ ઝરો ઉદ્ભવે એવા તેમજ સાથે સાથે ધાર્મિક, નૈતિક અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો, ગ્રન્થમાળાના ગ્રાહકોની સેવામા રજુ કરવામા આવશે પુસ્તકો જેમ બને તેમ સચિત્ર, દેખાવડા, કલાવત, સુશોભિત અને સસ્તા બનાવવામા પુરતું લક્ષ આપવામા આવશે. આ યોજના સફળ થયે પુસ્તકોને જેમ બને તેમ વધારે સસ્તા કરવા ઇચ્છા છે, પણ એ સઘળો આધાર ગ્રાહકો પર છે.

૧. રૂપીઓ એક પ્રવેશ ફી આપવાથી આ ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહક થઇ શકાય છે.

૨. સ્થાયી ગ્રાહકોને ગ્રન્થમાળાના સર્વ પુસ્તકો પર ૨૫ (પચીસ) ટકા-રૂપીએ ચાર આના કમીશન આપવામા આવશે.

૩. ગ્રન્થમાળાના ગ્રાહકોને પુસ્તકો બ્હાર પડયેથી ટપાલદ્વારા ખબર આપવામા આવશે.

૪ પુસ્તક મગાવ્યા બાદ કોઇ પણ કારણ વિના વી. પી. પાછુ ઠેલનારને ગ્રન્થમાળાની ગ્રાહક શ્રેણીમાથી કમી કરવામા આવશે. પરંતુ યોગ્ય કારણ હશે તો આગતો ટપાલ ખર્ચ વસુલ કરી ગ્રાહક શ્રેણીમા કાયમ કરવામા આવશે.

૫. ખાસ લાભઃ—અમારે ત્યા રાજીવ અને અન્ય પુસ્તકો—ધર્મના, વાર્તાના અને ઐતિહાસિક નોવેલો આદિ પુસ્તકો વેચાય છે તેમાથી કોઇ પણ પુસ્તક ખરીદનારને ( જો ગ્રન્થમાળાનો ગ્રાહક હશે તો ) ૧૦ દશ ટકા વગતર કાપી આપશુ

આ ગ્રન્થમાળામા દરેક પ્રકારના, પ્રજાને રૂચિકર થઇ પડે તેના વારાફરતી પુસ્તકો પ્રસિદ્ધ કરતા રહીશુ. ધર્મ અને તત્વજ્ઞાનના, યોગ અને ફિલસોફી ઉપરના પણ પુસ્તકો ગ્જુ કરવામા આવશે.

**અમારી અર્જ.**—છેવટે ધનિકો પ્રત્યે અમારી નમ્ર વિનતિ એ છે કે આના પુસ્તકો જેમ બને તેમ સસ્તે ભાવે ફેલાવી શકાય તે ખાતર પોતાનો ઉદાર હાથ જરૂર લબાવશે અને ગ્રન્થમાળાના ગ્રાહકો પ્રત્યે પણ અમારી નમ્ર અરજ એ છે કે ગ્રન્થમાળાના ગ્રાહકોએ પોતાના તરફથી એકેક ગ્રાહક વધારી જરૂર સહાયભુત થશે.

આજેજ ગ્રાહક થવા માટે વિચાર કરો ને નીચેના સરનામે રૂપીઓ એક મોકલાવી ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે નામ નોધાવો.

પાયધુની ટ્રામ જંકશન,
**મુંબાઇ નં. ૩**

લી. સેવકો,
**વર્ધમાન એન્ડ સન્સ.**

## ગ્રન્થમાળાનાં ગ્રાહકોને અનહદ લાભ

અમોએ ગ્રન્થમાળાની યોજનામાં ગ્રાહકને બીજાં પુસ્તકો પર દશ ટકા આપવાનું જણાવ્યું છે તે નીચેનાં પુસ્તકો પર આપવામાં આવશે નહિ. કારણકે આ નીચેનાં પુસ્તકો પર તો એકદમ કીંમત ઘટાડીને મુકી છે. દરેકનું ટપાલ ખર્ચ અલગ સમજવું.

# સંસાર સ્વપ્ન

ડસન કૉલેજના પ્રખ્યાત પ્રોફેસર બેઈનના " The Descent of the Sun " નાં પુસ્તકનો સુંદર અનુવાદ છે. અત્યાર સુધીમાં પ્રોફેસરનાં જે જે અનુવાદો ગુજરાતી ભાષામાં બ્હાર પડયાં છે તે બધાં ગુજરાતી આલમને બહુજ પસંદ પડયાં છે.

આ વાર્તા પ્રાચિન હિન્દુઓનાં એક હસ્તલિખિત પુસ્તકમાથી મળેલી દેવ ગાધર્વની કથા છે. મૂળ વસ્તુસ્થિતિ હિન્દુ સંસ્કૃતિ પર આલેખાયલી છે. તેમની કૃતિમા સાહિત્યની દૃષ્ટિએ જે ગૌરવ રહ્યુ છે તેમા જરા પણ ઉણપ આવવા દીધી નથી. પ્રોફેસરે પોતાની અલંકારિક ભાષા, હૃદયંગમ ભાનો અને વિવિધ પ્રકારની કલ્પનાથી મુળ કથાને એટલું તો સુદર સ્વરૂપ આપ્યુ છે કે તેની મનોહરતામાં અસાધારણ વધારો થઇ ગયો છે તે અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર પણ તેનીજ શૈલી અને મધુર ભાષામા ગુજરાતીમા ઉતાર્યું છે આ પુસ્તક જે જે વિદ્વાનો અને પત્રકારોનાં હાથમા ગયુ છે તેમણે તેનાં મુક્તકંઠે વખાણ કીધાં છે. પુસ્તક પ્રસિદ્ધ થયાંની વાત એક કાનેથી બીજે કાને જતાં જતાંમાં તો પુસ્તકો ઉપડાઇ જવા લાગ્યા છે, તેજ તેની ઉપયોગીતા અને પ્રિયતા બતાવે છે.

કીં. રૂ ૧—૦—૦ ગ્રન્થમાળાના ગ્રાહકને ૦—૧૪—૦

# આધ્યાત્મિક વાર્તામાળા

આ પુસ્તકમાં પચિસ વાર્તાઓ આપેલી છે. એમાં પાપ પુન્ય અને તેનું ફળ કેવી રીતે મળે છે, તથા મનમાં ઉઠતી વૃત્તિઓ આપણાં ભવિષ્ય સાથે શું સંબંધ રાખે છે; તેમજ દિવ્ય ભાવના શું અને તેનાં પાલનથી શું લાભ મળે છે, યોગી લોકોનાં પ્રભાવ વિગેરે

શુદ્ધિ

પૃષ્ઠ ૧૪ અને ૧૫ અવળાં છપાયા છે તો અનુક્રમે વાંચી લેવા વિનંતી છે.

કન્યાશાળામાં તથા બ્હેનોને ભેટ આપ્યાં છે. સાત્વીક વૃત્તિને સતેજ કરનાર આ પુસ્તક છે. કીં રૂ. ૧-૪-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને ૦-૧૪-૦

## કોણ કહે છે કે સૂર્યોદય થવામાં ઉષા અને અરૂણની અગત્ય નથી ?

ઉષા અને અરૂણ જેવી સમાન અને દેશના દુઃખની લાગણીથી ભીના હૃદયવાળી વ્યક્તિઓ ઉદ્દભવશે ત્યારે જ ભારતનો ઉદય થશે.

છે. એમનો ત્યાગ વિરલ છે એ ત્યાગમૂર્તિનું જીવનવૃત્તાંત તથા એમના વીર પત્ની ભક્તિબાનો અવિભકત પ્રેમ અને દેશને ખાતર લીધેલી ફકીરીનો સંપૂર્ણ અહેવાલ છે તે જરૂર વાંચો કાઉન સાઇઝ. ૩૦૦ પૃષ્ઠ. કીંમત માત્ર રૂ ૧-૦-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂ. ૦-૧૪-૦

# સીતા દેવી

સતી સીતાનું પવિત્ર ચરિત્ર, પ્રત્યેક ઘરમાં પ્રત્યેક નારી રત્નના કર કમળમાં આ બોધક, શિખણીય, ગ્રન્થ રહેવો જોઇએ સરળ ભાષામાં, નવલકથાની શૈલીમાં લખાયો છે. યુવાન બાલિકાઓને બહુજ ઉપયોગી છે. ૧૪ રંગીન ચિત્રો, એન્ટીક સુંદર કાગળ સોનેરી નામ સહિત પાકું પુઠું પૃષ્ઠ ૩૨૫ મૂલ્ય રૂ ૨-૮-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને સીતાદેવીનું પુસ્તક લેનારને સતિ દમયતિનું સંપૂર્ણ જીવનચરિત્રવાળુ પુસ્તક ભેટ જેની કીંમત ૦-૭-૦.

# નંદનવનને આંગણે.

એ જેમ્સ એલનના By Ways of Blessedness (કલ્યાણ માર્ગ )ના પુસ્તકનું સુંદર ભાષાંતર છે ભાષા એટલી બધી રસીક અને લાલિત્યમય છે કે એકના એક વાકયને ફરી ફરીને વાચતા પણ તૃપ્તિ થતી નથી જ્યારે જ્યારે આપણે તેને વાંચીએ છીએ ત્યારે ત્યારે આ સાધુપુરૂષ પોતાના વિચારોની પ્રતિમારૂપે દેવના ફીરસ્તારૂપે ખડો . થાય છે કીં રૂ એક, ગ્રન્થમાળાના ગ્રાહક માટે માત્ર દશ આના.

# નૈવેદ્ય

એટલે કે કવિવર રવિન્દ્રનાથ ટાગોરની નિત્ય પાઠપોથી. એમની ભાવનાઓ કેવી ગંભીર, વિશાળ અને ગગનગામીની છે એ નૈવેદ્ય વાચવાથી જણાઇ આવશે. પ્રાતઃકાળમાં કરવી જોઇતી પ્રાર્થનાઓનો સુંદર સંગ્રહ છે. તે પ્રાર્થનાઓ વાચતાં પરમાત્મામાં તલ્લિન થઇ જવાય છે અને આ નશ્વર દેહનું પણ ભાન ભુલી જવાય છે. જેમા એકસો નિત્ય પાઠોનો સમાવેશ કીધો છે.

દરેક ગુજરાતીનાં ઘરમાં જરૂર આ પુસ્તકની પ્રત હોવી જ જોઇએ એવું જાહેર પત્રકારો ખાસ ભાર દઇને જણાવે છે.

પૂંઠાની ઢબપર બંધાયલી આ અનવી ચોપડી છે કીં. ૦-૧૨-૦

નૈવેદ લેનાર ગ્રન્થમાળાનાં ગ્રાહકને **મહાત્મા ગાંધીજીને પુષ્પાંજલી**—ભેટ કેજે મહાત્મા ગાંધિજીનાં છુટકારાનાં પુન્ય નીમીત્તે પુષ્પાંજલી અર્પણ કરવામાં આવી છે. બ્લેંક વર્સીસ કાવ્યોનો અખૂટ ઝરો સીત્તેર પાનામાં ધોધ બંધ વહયો જાય છે. તેની લીટીએ લીટીએ માતૃભુમિની દીન દશાનું દર્દ સ્વદેશાભીમાનનો જુસ્સો અને બોધ તરી આવે છે. કાવ્યની અસર હૃદયપર સચોટ કરે છે. કીં ૦-૮-૦

## ગ્રન્થમાળાના ગ્રાહકને નીચેનાં દશ પુસ્તકો પર પચીશ ટકા કમીશન મળશે

૧. **૨ માસુંદરી :** હીંદુ સંસારમા અજ્ઞાનતાની ભયંકર સાંકળમા જકડાયલી સ્ત્રીઓ કેવાં ભયંકર પરિણામ લાવે છે અને તેવી સ્ત્રીઓ ના આધારક પતિઓ પોતાના જીવનને કેવું અધમ દશામા લાવી મુકે છે તેનો ચિતાર આ ચોપડીમા ઠીક ઠીક રજુ કરવામા આવેલો

છે. આવા યુગલોને પોતાના જીવન વ્યવસાયને ઉન્નત સ્થિતિ પર લાનવા માટે આ ચોપડી વાચવી અત્યુત્તમ છે. પાકું સોનેરી ક્લ બાઇન્ડીંગ પૃ૪ ૩૦૦ કીંમત રૂ. ૨–૦–૦

૨. **રાજા રામકૃષ્ણ:** સચિત્ર ઐતિહાસિક ધાર્મિક નવલકથા જેમા નવાબ મિરજાફરના સમયનો હૃદયભેદક ઇતિહાસ છે. પૃષ્ટ ૪૦૦ કીંમત ૩–૮–૦

૩. **કરૂણા કુમારી:** એ અનીન ભારતના યશોગાનનું ચિત્ર છે. આ પુસ્તકમા ગુપ્તવંશની પડતીનો ઈતિહાસ વર્ણવ્યો છે. અને તે નવલકથાની ઢબે આખી વાર્તા એક ઉચ્ચ શ્રેણીની ટ્રેજેડી રૂપ બની ગઇ છે વાર્તા ઐતિહાસિક હોવાથી સ્થળે સ્થળે હિંદી પ્રાચીન જાહોજલાલી ચળકી રહે છે અને આખી વાર્તા વાચ્યા બાદ મન કોઇ અલૌકીક કરૂણા સુરે રડી ઉઠે છે મનમાથી એક આર્તનાદ ઉઠે છે કે "હાય કયા એ ભારતનું ગૌરવ! કયા એ દેવ સ્થાને મૂકવા યોગ્ય સ્કન્દગુપ્ત! કયા એ પાટલીપુત્ર કે જેનો વિજય ધ્વજ અફગાનિસ્થાનના ધારો પર પૂર બહાર ઉડતો હતો વિગેરે અદ્ભૂત બનાવોથી ભરપૂર પુસ્તક છે પૃ૪ ૪૭૫. માત્ર જુજ નકલો બાકી છે. કીંમત રૂ ૩–૮–૦

૪. **સિરાજદૌલા:** બગાળાના પ્રખ્યાત નવાબ સિરાજદૌલાનું જીવનચરિત્ર જેમા કલકત્તાની કાળી કોટડીના બનાવને અગ્રેજોએ કલ્પનામય કેમ બનાવ્યો તથા તે સમયના અગ્રેજોની અધમતાનું ભયંકર ચિત્ર જોવું હોય તો જરૂર વાચો. પૃષ્ટ ૪૮૦ કીં. રૂ. ૩–૮–૦

૫. **વજીર નંદિની ગુલબેગમ:** એક રહસ્યમય ઐતિહાસિક નવલકથા, જેમા નિર્મળ જાતિને કેવળ રાજ્યનિતિ ખાતર

કેવી રીતે પરાધિન બનાવવામાં આવે છે તથા એ પરાધિન જાતિ પોતાનું સર્વસ્વ ગુમાવ્યા છતા સ્વતંત્રતાનું રક્ષણ કરવા ખાતર કેટની હદ સુધી આત્મભોગ આપે છે તે હિન્દની પ્રજાને આદર્શરૂપ ગણાને વઝીર નંદિની ગુલ બેગમનો કરુણમય ઇતિહાસ વાચકોને જરૂર અશ્રુપાત કરાવ્યા સિવાય રહેશે નહિ. પૃષ્ઠ ૩૭૦ કીં. ૨-૮-૦

૬.મીરકાસિમ: બંગાળાના ઉંડા નાયબી કારકીર્દી કેવળ ઐતિહાસિક ઢબે આલેખવામાં આવી છે. અંગ્રેજ કંપનીએ સિરાજુદ્દૌલાને પદભ્રષ્ટ કીધા પછી શું કીધું તે જાણવા વિના હિન્દ પુત્રને ચાલશેજ નહિ, જરૂર વાચો. પાકું બાઇન્ડીંગ પૃષ્ઠ ૩૦૦ કીંમત રૂા. ૨-૦-૦

૭.૧૮૫૭નો બળવો: એ પ્રસંગનો આબેહુબ ચિતાર ઉભાકરી ખડા કરે તેવો અહેવાલ છે, સિપાહીઓએ હથીયાર શા માટે ઉંચક્યા પડ્યા તે જાણવું હોય તો, આજને આજ જ મંગાવો, ભવિષ્યમા મળવો મુશ્કેલ છે. પૃષ્ઠ ૬૨૫ કીંમત રૂ. ૪-૦-૦

૮. ગૌરાંગ પ્રભુ! બંગાળ એ મહાપુરુષને પ્રભુનો અવતાર માને છે વળી બંગાળ અને ગુજરાત એની ધર્મ ભાવનામા અનેક સુંદર તત્વો જૂવે છે. એટલે ભાવિક અને ધર્મ પ્રાણ ગુજરાતને એમાથી અનેક સુંદર તત્વો મળશે પુસ્તક એટલું બધુ ચમત્કારી બનાવોથી ભરપૂર છે કે હાથમા લીધા પછી પૂરૂ કર્યા સિવાય મુકી દેવાનું મન થતું નથી. પૃષ્ઠ ૨૬૦ કીં. માત્ર બાર આના.

## ૯. શ્રી ગીત ગોવિંદ

મહાભારત અને રામાયણની પેઠે અખિલ ભારતવર્ષમા તેમજ વિદેશોમા અષ્ટપદીને નામે ખ્યાતિ પામેલુ સસ્કૃત સાહિત્યની પ્રતિષ્ઠા

વધારનારૂં, વિદ્વાનોને મોહિત કરનારૂં દેશાન્તરમા Song of Songs ના નામે વખણાયલુ, અલંકાર, નાયકા ભેદ આદિથી ભરપૂર, રંગ રાગના પ્રેમીને રંગમા, ભક્તિના પ્રેમીને ભક્તિમા મગ્ન બનાવનાર, ધર્મ મદાકનિના પ્રવાહમા વિહાર કરનાર અને કરાવનાર મહા ભક્ત શિરોમણી કવિ શ્રી જયદેવે પોતાનો શૃંગાર રસનો વિનિયોગ કૃષ્ણ-રાધાની ભક્તિમા કર્યો છે. એમનું હૃદય પ્રેમલક્ષણા ભક્તિથી ભરપુર હતું એમનું કાવ્ય શ્રી ગીત ગોવિંદનેપ્રબંધમાં સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે રચેલું હોવાથી એકદમ કંઠસ્થ થઇ જાય તેમ છે અને કિર્તન કરવામા વિશેષ અનુકુળ પડે તેમ છે

"ચંદ્રદત્ત મૈથીલ જયદેવને શ્રી કૃષ્ણપરમાત્માને અવતાર લેખે છે. અને ગીત ગોવિંદની વાણી તો સાક્ષાત શ્રીકૃષ્ણચન્દ્ર છે. એમ એધડક કહે છે. ગીત ગોવિંદમા પદે પદે પ્રેમભક્તિ જણાય છે. પાકુ પુઠું સચિત્ર રૂ ૧-૮-૦

## ૧૦. ગૃહવૈદ્ય

એટલે કે ડોસીઓનુ વૈદું. જુદા જુદા રોગો પરના ૫૦૦ દવાઓના નુસ્કાઓ આપ્યા છે જે દવાઓ માત્ર જુજ કીંમતે ગાધીને ત્યાંથી મળે છે. જ્યારે ગુણમા ઘણીજ અકસીર છે દેશી દવાઓ મહાન ભયંકર દર્દોપર કેટલી અસર કરે છે એ હવે અજાણ્યું રહ્યુ નથી. જ્યા ડોકટરો કે વૈદોની સગવડતા હોતી નથી ત્યા આ પુસ્તક દરેક ઘરમા વસાવી રાખવા ખાસ ભલામણ કરીએ છીએ પૃષ્ઠ ૧૬૦ કીં. માત્ર આઠ આના વી. પી ખર્ચ પાચ આના વધુ વી પી ખર્ચથી બચવુ હોય તો નવ આના ની ટીકીટ મોકલો



# સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા

## પ્રકરણ ૧ લું.



### ફરતી નજર.

સ્વીટ્ઝરલેન્ડ એ સ્વાતંત્ર્યના સુખમાં મહાલતો દેશ છે; આધુનિક જગતમાં એનું સ્થાન અનેરૂં છે. દુનિયાના સર્વોત્તમ પ્રજાસત્તાક રાજ્યોમાંનું એ એક છે; અને નથી ત્યાં પરાધીનતા કે ગુલામી ને નથી ત્યાં શાસનકર્તાના અત્યાચારો કે જૂલ્મો. પરંતુ સ્વીસવાસીઓને અત્યારનું આ સુખ અનેક દુઃખોના અનુભવ પછી જ પ્રાપ્ત થએલું છે. એક વખત એવો હતો કે જ્યારે આ દેશ અત્યાચારોને જૂલ્મોનો ભોગ બન્યો હતો; અને તેની વીર પણ નિર્દોષ ને ન્યાયપરાયણ પ્રજા શયતાન શાસનકર્ત્તાઓની લોહાણીરૂપી ઘાણીમાં પીલાઇને કચડાઇ ગઇ હતી. એવાં અસહ્ય દુઃખોનો વરસાદ વરસવા છતાં પણ આ દેશની વીર પ્રજા નાહિંમત કે નમાલી બની ન હતીઃ અત્યાચારોથી ત્રાહ ત્રાહ પોકારી રહી પણ તેણે પોતાની સ્વતંત્રતા ને સ્વમાનને તિલાંજલિ આપી ન હતી. સ્વદેશ અને સ્વતંત્રતા આ દેશની પ્રજાને આત્માની જેમ વ્હાલાં હતાં, અને એનાથી વિખૂટાં પડવું એ એમને મન મરણતુલ્ય હતું. અતિ અદ્‌ભૂત રીતે એ લોકોએ શત્રુઓ સામે યુદ્ધ આરંભ્યું,

અને સ્વાતંત્ર્યધ્વજ ફરકાવી વિજય પ્રાપ્ત કર્યો. એ વિજયે તેમના જન્મસિદ્ધ હક્કની રક્ષા કરી; અને એ સ્વાતંત્ર્યધ્વજ આજ અધિકતર પ્રતાપથી ફરકે છે ને તેની સામે કોઇ પણ આંખ પણ ફરકાવી શકે તેમ નથી. સ્વીસલોકોની નસેનસમાં જે સ્વાતંત્ર્ય ને સ્વમાનનો જુસ્સો વહેતો હતો, તે અત્યારે અધિકતર ઉછળે છે; અને એમનું જ્વલંત તેજ પ્રખર રીતે પ્રકાશે છે.

* * *

મધ્યકાળમાં જર્મનસમ્રાટની સત્તા અતિ વિસ્તારથી ફેલાયલી હતી; તેના અધિકાર નીચે કેટલાંય રાજ્યો હતાં. એ સમ્રાટપદ વંશપરંપરા ચાલ્યું જતું ન હતું, સમ્રાટનો પુત્ર એ પદનો અધિકારી ન હતો, પરંતુ સર્વ રાજાઓ ભેગા મળી પોતામાંથી એક પ્રભાવશાળી નૃપને સમ્રાટ તરીકે પસંદ કરતા. એ ચૂંટાયલો નૃપ સમ્રાટ–જર્મનપાદશાહ બનતો, અને અન્ય નૃપતિઓ તેનું શાસન માન્ય રાખતા.

સ્વીટ્ઝરલૅન્ડ પ્રદેશ આ જર્મનપાદશાહની હકુમત ને સત્તા નીચે હતો. સમ્રાટ પોતે એ દેશનું શાસન કરતો ન હતો, પરંતુ એ દેશની પ્રજાનું રક્ષણ કરવા માટે, તેમના પર દેખરેખ રાખવા માટે ગવર્નર (શાસનકર્તા) નિયુક્ત કરતો. સ્વીસલોકો કોઈ પણ રાજાના તાબામાં ન હતા; ઓસ્ટ્રીયન ડયુક કે એવા કોઇ પણ અન્ય નૃપતિઓનું તેમણે શાસન માન્ય કર્યું ન હતું. માત્ર સમ્રાટની જ તેમના પર સાધારણ સત્તા હતી. તેઓ સ્વતંત્ર હતા; અને તેમને સ્વરાજ્ય જેવું જ હતું, કારણ કે તે પોતાના કાયદાકાનુનોથી રાજ્ય ચલાવતા હતા.

અગીયારમી અને બારમી સદીમાં, સમ્રાટે સ્વીટ્ઝરલૅન્ડનું શાસન ઝેહરીન્જેનના ડયુકોના હાથમાં સોંપ્યું હતું. એમના વખતમાં સ્વીસ

પ્રજા સ્વતંત્ર રીતેજ રહેતી, અને ગવર્નર તેમના પર દેખરેખ રાખતો. ઇ. સ. ૧૨૧૮ ની સાલમા આ ઝેહરીન્ઝેન કુટુંબનો અંત આવ્યો, અને સ્વીટ્ઝરલેન્ડમા શાસનકર્તાઓ બદલાયા. દરેક પ્રદેશ પર જુદા જુદા શાસનકર્તાઓ નિયુક્ત થયા, અને તેમણે સ્વીટ્ઝરલેન્ડના ભિન્ન ભિન્ન પ્રદેશોનુ શાસન ચલાવવા માંડ્યુ.

સ્વીટ્ઝરલેન્ડમા આવેલા યુરી પ્રદેશે સૌથી પ્રથમ ૧૨૩૧ મા, સમ્રાટ પાસેથી સ્વાતંત્ર્યનુ ખતપત્ર મેળવ્યુ, જો કે સમ્રાટની સર્વોપરી સત્તા તો તેના પર રહીજ ત્યાર પછી ૧૨૪૦ ની સાલમા ફ્રેડ્રીક બીજા પાસેથી શ્વીઝ પ્રદેશે એવુંજ ખતપત્ર પ્રાપ્ત કર્યું અન્ટરવોલ્ડન પ્રદેશ હેપ્સબર્ગના કાઉન્ટોના અધિકાર નીચે હતો, તેથી તે પ્રદેશને આવું ખતપત્ર મળ્યું ન હતુ, અને મળવાની આશા પણ ન હતી. અત્યારે ઓસ્ટ્રીયાનો ડ્યુક રૂડોલ્ફ આ પ્રદેશનો શાસનકર્તા હતો. એ મહા બળવાળો ડ્યુક હતો, અને એના પ્રભાવના પ્રખર તેજથી અન્ય શાસનકર્તાઓ પણ અંજાઈ ગયા હતા. સુંદર સરોવરો, અપૂર્વ કુદરતની શોભા, પર્વતમાલા આદિથી સમન્વિત સ્વીટ્ઝરલેન્ડને પચાવી પડવાની તેની બદદાનત થઈ હતી આથીજ અન્ટરવોલ્ડન પ્રદેશને સ્વાતંત્ર્યનું ખતપત્ર મળવાની આશા આકાશકુસુમવત્ હતી. રૂડોલ્ફે પોતાનો પ્રભાવ બહુજ વધાર્યો, અને તેની સત્તા એટલી બધી વધી ગઇ કે અંતે જર્મનપાદશાહ તરીકે તે ચૂંટાયો. હવે અન્ટરવોલ્ડન પ્રદેશ તો શુ પણ આખા સ્વીટ્ઝરલેન્ડ દેશ પર, સમ્રાટ તરીકે તેની સર્વોપરી સત્તા થઇ એ દેશને કબજે કરવાની તેની ઇચ્છા દઢ થઇ, અને તેથી તેણે યુરી પ્રદેશનુ ખતપત્ર મંજુર કર્યું, પણ શ્વીઝ પ્રદેશના સ્વાતંત્ર્યના ખતપત્ર પર સહી

કરવાની સાફ ના પાડી સમ્રાટના એ વર્તનથી સ્વીસ પ્રજામા ચિંતા ઉભી થઈ, અને વિના વિલબે એ લોકો ચાલનકર્તાનો વિચાર સમજી ગયા યુરી, સ્વીઝ અને અન્ટરવોલ્ડન ત્રણે પ્રદેશોના વતનીઓ એકત્ર થયા, અને ઓસ્ટ્રીયાની સત્તા માન્ય ન કરવા પ્રતિજ્ઞાબદ્ધ થયા ઓગસ્ટ, ૧૨૯૧ ની સાલમા આ ત્રણ પ્રદેશો, ઓસ્ટ્રીયનો સામે થવા માટે એકરાગી થયા, અને ત્યારથી તેમની 'League of Perpetual Alliance' શરૂ થઇ. અલ્પ સમયમા જ એક બીજો પ્રદેશ તેમનામા સામેલ થયો, અને એ ચારે પ્રદેશોએ સ્વતત્રતા માટે ઝઝૂમવાનુ વ્રત લીધુ

લોભી રૂડોલ્ફની અભિલાષાઓ પુરી થઇ નહિ, અને તેના મૃત્યુ પછી સમ્રાટપદે એડોલ્ફ ઓફ નૅસુ ચૂટાયો. આ સમ્રાટ સીધી લીટીનો માણસ હતો, રૂડોલ્ફ જેવી તેનામા બદદાનત ન હતી તેણે યુરી અને સ્વીઝ બન્ને પ્રદેશોના ખતપત્રો કબુલ મજુર રાખ્યા પરતુ અલ્પ સમય પછી ગોલહીમના યુદ્ધમા આ સમ્રાટ માર્યો ગયો અને તેની સાથે સ્વીસ પ્રજાની સ્વતત્રતા જોખમમા આવી

પૂર્વોક્ત સમ્રાટ રૂડોલ્ફનો પુત્ર, અને ઓસ્ટ્રીયાનો ડયુક આલબ્રેટ, એડોલ્ફ ઓફ નૅસુ પછી જર્મન પાદશાહ બન્યો સમ્રાટ બનવાની સાથે સ્વીટ્ઝરલૅન્ડ પર સત્તા જમાવવાની તેની આશાઓ સતેજ થઇ અને તેની મુઠીમા એ દેશ આવ્યો હોય એમ તેને લાગ્યુ તેણે વિચાર્યું કે સ્વીસલોકોએ પૂર્વે મારા પિતા સામે થવાનુ સાહસ ખેડયુ હતું પરતુ હવે મારી વિરૂદ્ધ પડવાની તેમની હિમત ચાલશે નહિ એ દેશની સ્વતત્રતા હુ છીનવી લઇશ, અને સ્વીટ્ઝરલૅન્ડને ઓસ્ટ્રીયાનું ગુલામ બનાવીશ, એજ વિચારો આલબ્રેટન

મગજમા ઘૂમતા હતા. આથી તેણે એ ઉદ્દેશ પુરો પાડવા માટે, સ્વીસવાસીઓ પોતાને ગજા તરીકે માને એ માટે, પોતાના બે વિશ્વાસુ અને વફાદાર દૂતોને પઢાવી સ્વીટ્ઝરલેન્ડમા મોકલ્યા.

સ્વીટ્ઝરલેન્ડમા જઇ દૂતોએ, ઓસ્ટ્રીયન ડયુક અને જર્મન કૈઝર આલબેર્ટનો સદેશો પ્રજાજનને જણાવ્યો "સ્વીટ્ઝરલેન્ડ વાસીઓ! ઓસ્ટ્રીયાનો ડયુક તમારૂં રક્ષણ, તમારૂં પુનવતપાલન કરવાને તૈયાર છે, પણ તે એક સરતે કે તમે તેનો અધિકાર સ્વીકારો, તેને રાજા તરીકે માનો. તમારો દેશ નાનકડો છે, મહા બળવાન શત્રુ આગળ ટકર ઝીલવાને અશક્તિમાન છે. ડયુક પરદેશી રાજ્યોના આક્રમણ સામે થશે અને તમારૂં રક્ષણ કરશે તમારૂં રાજ્ય પચાવી પાડવાનો, તમારી માનમિલ્કત લૂટી જવાનો, તમારો જીવન નિર્વાહ, તમારા ઢોરઢાકરનું હરણ કરી જવાનો તે સુદ્ધલ પણ ઇરાદો રાખતો નથી. કિંતુ તમારા વીર પુરુષોના પરાક્રમોથી તે મુગ્ધ થયો છે, તમે કેવા વીર્યવાન પુરૂષો છો તે, તે બરાબર જાણે છે, અને તમારા જેવા નરશાર્દૂલોનું તે સન્માન કરવા માગે છે તમને તે યુદ્ધમા નિયુક્ત કરવાની અભિલાષાઓ રાખે છે, અને તમે પરરાજ્યો પર વિજય મેળવી, તે દેશને લૂંટી, ધનધાન્ય ભેગુ કરો એવી તેની મહેચ્છા છે. આ લૂટેલા ને તફડાવેલા માલથી તમે તમારા દેશને આબાદ બનાવી શકશો, ઉન્નતિના શિખરે પહોચાડી શકશો. ડયુક તમારા સાહસ પ્રમાણે તમારૂં સન્માન કરશે અને ઉત્તમ પુરસ્કારો ને પારિતોષિકો અર્પશે. રાજ્યનો વા અર્થનો લોભ, એ ડયુકના મનમા, તમારો રાજા બનવા માટે, જરા પણ નથી. એ તો માત્ર તમને આબાદ થયલા જોવા ઇચ્છે છે, તમારી રક્ષા કરવા માગે છે, તમારૂં પ્રશાસન કરવુ એજ તેનુ મુખ્ય ધ્યેય છે."

ડયુકના વચનો અને તેનો સંદેશો કેટલાક સ્વીસ લોકોને રૂચ્યો; અને તેઓ આલબ્રેટને સ્વીટ્ઝરલેન્ડના રાજા તરીકે માનવા તૈયાર થયા આલબ્રેટના વચનોએ તેમને મોહપાશમા નાખ્યા અને આ મિથ્યા બાપણથી તે લોભાયા. પરંતુ સ્વીટઝરલેન્ડમા હજી સ્વાતંત્ર્યપ્રેમીઓ અસ્તિત્વમા હતા. વિખ્યાત ત્રણ પ્રદેશોના વતનીઓએ આ વચનોમા માન ટસામણી જોઇ એ વચનોમા છૂપી રીતે ગુલામીની બેડીઓ સંતાયલી હતી, અને ન હતુ તેમા સન્માન કે રક્ષણ. એ સ્વાતંત્ર્યરસિકોએ આ સંદેશાનો ઘૃણા સહિત ઉત્તર મોકલ્યો "તમારા અધીશ્વર ડયુકને કહેજો કે, સ્વીસ પ્રજા જર્મન સમ્રાટની સત્તાને માથે ચઢાવે છે, અને એ રીતે તે તમારો અધિકાર સ્વીકારે છે. સ્વીસ પ્રજામા પોતાનું રક્ષણ કરવાની તાકાત છે અને તેને ઓસ્ટ્રીયન ડયુકની સહાયની લવલેશ પણ જરૂર નથી. એ પ્રજા તમારૂ ઓસ્ટ્રીયન ડયુક રૂપે શાસન માન્ય રાખતી નથી."

દૂતોએ સર્વ હકીકત આલબ્રેટને વિદીત કરી એ સાભળતા તેની આંખોમા અગ્નિ પ્રજ્વળ્યો તેનુ શરીર કપવા લાગ્યુ તેણે હોઠપર દાત પીસ્યા અને તેથી લોહી તરી આવ્યુ. ક્રોધથી ઉશ્કેરાઇ જઈ તેણે જોરથી જમીન પર પગ પછાડયો અને ઘુરક્યોઃ "બેવકુ- ફોને, જંગલીઓને આટલું બધું અભિમાન! શુ, મારૂ શાસન તે નહિજ માનવાના? હું તેમનો અહંકાર, તેમનું સ્વમાન ચૂર્ણવિચૂર્ણ કરીશ; તેમના મસ્તકો નમાવીશ ને તેમને મારા પગની રજ ચાટતા કરીશ ત્યારેજ જંપીશ. શીક્ષા થયા વિના એ લોકો સીધા થવાના નથી."

આલબ્રેટ સમ્રાટ હતો એટલે તેને ચારે તરફ ધ્યાન રાખવુ

પરતુ, સત્તાના વિસ્તાર પ્રમાણે તેની પીડાઓ પણ મોટી હતી. સામ્રાજ્યમાં આવેલાં ભિન્ન ભિન્ન રાજ્યો સાથે તેને અનવરત વિગ્રહ થતા; અત્યારે પણ તે એક એવા વિગ્રહમાં ગુંચાયો. આવા વિગ્રહો ઉભા થવાનું મુખ્ય કારણ તો આલબ્રેટની લોભવૃત્તિ ને તેની સ્વાર્થપરાયણતા જ હતી. અન્ય નૃપતિઓ તેના તરફ તીરસ્કારની દૃષ્ટિએ જોતા. આલબ્રેટ આમ વિગ્રહમાં ગુંચાયો એટલે સ્વીટ્ઝરલેન્ડની વાત તેના મનમાંથી કેટલાક સમય માટે ખસી. પરંતુ હજુ સ્વીસ પ્રજા પ્રતે તેનો ક્રોધ નરમ પડયો ન હતો. વાયુવેગે વખત વહેવા લાગ્યો, પણ આલબ્રેટે સ્વીસ લોકો પર દેખરેખ રાખવા, તેમનું રક્ષણ કરવા, તેમને સહાયરૂપ બનવા, ગવર્નર નીમ્યો નહિ. સ્વીસ પ્રજા ચાતકની જેમ શાસનકર્તાની રાહ જોતી હતી. શાસનકર્તાની સ્વીટ્ઝરલેન્ડમાં આવશ્યકતા હતી એટલે સ્વીસ લોકોએ આલબ્રેટ પાસે, આગલા સમ્રાટો જેમ ગવર્નરો નિયુક્ત કરતા તેમ અત્યારે પણ કરવામાં આવે, એવો સંદેશો લઇ દૂતોને મોકલ્યા.

સમ્રાટને સવિનય પ્રણામ કરી, દૂતોએ સંદેશો નિવેદન કર્યો. આલબ્રેટના અંતર્ભાગમાં અગ્નિ ધુંધવાઇ રહ્યો હતો. તેની જ્વાળા સળગી ઉઠીઃ " તમારે શાસનકર્તા જોઇએ છે! બહુજ સારી વાત ! જાઓ, પાછા જાઓ અને હું જેને મોકલું તેના કાયદામાં બરાબર રહેજો. તેના આદેશો અમાન્ય કર્યા તો પછી જોઇ લઇશ; તેના કઠોર શાસનમાંજ તમને શાંતિ મળશે."

"સમ્રાટ! અમે કાયદાને માનનારા છીએ, રાજભક્ત છીએ. આદેશોનું ઉલ્લંઘન અમે કદાપિ કરતા નથી" સ્વીસ દૂતે કહ્યું.

આલ્બર્ટ તિરસ્કારથી બોલ્યો "એમ, તમે રાજ્યભક્ત છો ! ઠીક ! સમજજો કે હવે તમે કાયદેસર રહો નહિ જરા આઘાપાછા થયા તો તમારો જાનમાલ, તમારા સર્વસ્વનો હું નાશ કરીશ, તમારૂં સ્વાતન્ત્ર્ય ક્યાય ધૂળમા મેળવી દઇશ "

સ્વીસ દૂતોના હૃદયમા સમ્રાટના શબ્દો તીવ્રની માફક ભોંકાયા, અને ઉતરેલે મોઢે તે સ્વદેશ તરફ પાછા ર્યા.

દૂતોના પ્રસ્થાન પછી આલ્બર્ટના વદન પર વિકટ હાસ્ય ફરક્યું અને તે આત્મગત બોલ્યો "येन केन प्रकारेण, હું સ્વીટ્ઝર લેન્ડ પચાવી પડવાનો ! સ્વીસ પ્રજા પર અત્યાચારો ગુજારીશ, તેમને પગ તળે નાખી ખુદીશ આથી એ લોકો બળવો જગાવશે એ બળવાને દાબી દેવા મહા બળવાન સૈન્યથી હું તેમની સાથે યુદ્ધ કરીશ, અને યુદ્ધમા વિજય હું મેળવ્યાનોજ છુ એ વિજયથી સુરમ્ય સ્વીટ્ઝરલેન્ડ મારૂ થશે "

થોડો સમય વીત્યા બાદ, સમ્રાટે પોતાના બે મિત્રોને બોલાવ્યા, એમનુ નામ હતું હરમન ગેસ્લર અને બીજાનુ લેન્ડનબર્ગ. આ બન્ને વ્યક્તિઓ, નિર્દય, હૃદય વગરની ને કઠોર પ્રકૃતિની હતી, અને તેથીજ આલ્બર્ટને તે પસંદ પડી. અત્યાચારો કરવા માટે આવા પાષાણ હૃદયના મનુષ્યોજ ઉપયુક્ત છે સમ્રાટે પણ આ બન્નેને સ્વીસપ્રજા પર શાસન ચલાવવા માટે લાયક ગણ્યા આ બેની પસંદગી કરવાનુ બીજુ પ્રયોજન, એ લોકો ઓસ્ટ્રીયન હતા, એ હતુ. સ્વીસ લોકો ઓસ્ટ્રીયનોને જરૂર ધિક્કારશે, અને અનિષ્ટ પરિણામો જલ્દી નીપજશે, એમ આલ્બર્ટને ખાત્રી હતી

આ બે મહાપુરૂષોને બરાબર હાથમા લેવાનો સમ્રાટે નિશ્ચય કર્યો, અને જ્યારે તેઓ આવ્યા ત્યારે શ્લાઘાપૂર્ણ શબ્દોથી તેમનું સન્માન કર્યું અને કહ્યુઃ "તમે મારા હિત માટે જે પ્રાણપણે સેવા બજાવી રહ્યા છો તેનાથી હું અજાણ્યો નથી. મારે તેનો યોગ્ય બદલો આપવોજ જોઇએ, એ ઋણ મારે પતવવુંજ જોઇએ. આજથી હું તમને બેને સ્વીટ્ઝરલેન્ડના શાસનકર્તા તરીકે નિયુક્ત કરૂ છુ."

ગેસ્લર અને લેન્ડનબર્ગે નમન કરી સમ્રાટનો ઉપકાર માન્યો.

આલબ્રેટે તો પોતાનું વક્તવ્ય ચાલુજ રાખ્યું "ત્યાના લોકો સ્વમાનાભિમાની, બળવાખોર છે. એ એટલા બધા ભયંકર અને દુષ્ટ છે કે સૈન્યની સહાય વિના, એ દેશનું તમે શાસન ચલાવી શકશો નહિ. સૈન્યના પોષણ માટે તમે તેમના પર ટેક્સ નાખજોઃ કાયદાનું ઉલ્લંઘન કરનારને સખત શીક્ષા કરજો. અત્યાચાર કરવામા ઉણપ આવવા દેશો નહિ. મારા રાજ્યમા બળવાખોરો ન જોઇએ"

"આપના આદેશાનુસાર સર્વનું પરિપાલન કરવામા આવશે" એમ બન્નેએ સમ્રાટને ખાત્રી આપી, અને વિદાય થયા સૈન્ય અને પરિજનવર્ગ સહિત, ગેસ્લર અને લેન્ડનબર્ગ સ્વીટ્ઝરલેન્ડનું શાસન કરવાને રવાના થયા

સ્વીટ્ઝરલેન્ડનો ભાગ્યરવિ રહ્યો. શાસનકર્તાઓ પ્રજા પર અત્યાચાર ગુજારવામા આનંદ માનવા લાગ્યા નાનાવિધ, નૂતન પ્રકારના ટેક્સો લોકો પર પડવા મંડયા. વેચનાર અને લેનાર, બન્ને પાસેથી ગવર્નરોએ પૈસા તફડાવા માંડયા. સામાન્ય અપરાધ માટે દીર્ઘકાલ પર્યન્ત કારાવાસ વા મોટો દંડ કરવામા આવતો. દેશમા સર્વત્ર વિષાદના ચિન્હ દષ્ટિગોચર થવા લાગ્યા. આટલા દુખો નીચે

સ્વીસ લોકો દબાયા પણ તેમણે હિંમત છોડી નહિ, તેમણે ઓસ્ટ્રીયાનો અધિકાર સ્વીકાર્યો નહિ

સ્વીસ લોકો વિચાર કરવા લાગ્યા કે ભગવાને, શત્રુથી આપણું રક્ષણ કરવા માટે સમ્રાટ આપ્યો હતો, પરંતુ હવે તો એ સમ્રાટ જ આપણો દુશ્મન બન્યો છે જે રક્ષક તે જ અત્યારે ભક્ષક બન્યો છે જો આપણે સામ્રાજ્યને વળગી રહીશું તો કોઇ દિવસ આપણો ભાગ્યરવિ ઝળકશે આ સમ્રાટ ઝાઝા દહાડા ટકવાનો નથી, અને એના પછી કદાચ દયાળુ સમ્રાટ પણ આવે ! હજુય આ સમ્રાટ જેટલા અત્યાચાર કરે તેટના સહન કરવા, અને નિરૂત્સાહી બનવું નહિ ઓસ્ટ્રીયાનું શાસન આપણે કદાપિ સ્વીકારવું નહિ, કારણ કે જો એક વખત દબાયા તો પછી ઉંચે આવવું એ આકાશકુસુમવત્ છે ઇશ્વર પર શ્રદ્ધા રાખવી, ધૈર્યનો ત્યાગ કરવો નહિ અને સહન કરવું એ જ આપણું કર્તવ્ય છે

ગેસ્લર ને લેન્ડનબર્ગના અસહ્ય અત્યાચારો સ્વીસ પ્રજાએ આમ મુંગે મોઢે સહન કરવા માંડ્યા



## પ્રકરણ ૨ જું.



### અમાનુષીય અત્યાચાર.

અન્ટરવેલ્ડન પ્રદેશમાં, હેનરી નામક એક વૃદ્ધ સજ્જન નિવાસ કરતો હતો. લોકો તેને માનની દૃષ્ટિએ જોતા, અને તેના પર પ્રેમ રાખતા. તે ધનવાન હતો એટલે તેના દિવસ સુખમા જતા. તેના એકના એક પુત્ર આરનોલ્ડના સહવાસમા તે નિશ્ચિંતપણે અને આનંદમાં જીવન વ્યતિત કરતો હતો.

હેનરીની પ્રકૃતિ ગંભીર હતી; અને તેના પુત્રની તરલ ને ચંચલ હતી. કિંતુ પિતાપુત્ર વચ્ચે અગાધ પ્રેમ હતો. આરનોલ્ડ આખો દિવસ ખેતરમા ખેડવાનું, લણવાનું તથા ઢોર ચારવાનું કામ કરતો. સંધ્યા સમયે પિતા, પુત્રને પુરાતન વીરપુરૂષોની કાહિનીઓ કહેતો અને પુત્રને સ્વદેશાભિમાનનાં ઉદાહરણો બનાવતો. આરનોલ્ડ, પાર્વત્ય સંગીત ગાઇ પિતાને પ્રફુલીત કરતો.

લેન્ડનબર્ગ, અન્ટરવેલ્ડન પ્રદેશનો શાસનકર્તા હતો. હેનરીનું રળદ્રુપ ને સુંદર ખેતર અને તેના ઢોર અને ઘેટાં જોઇ તેની દાઢ સળકી. એ પ્રાપ્ત કરવા તેનું મન લલચાયું. તેના જાણુવામાં આવ્યું હતું કે હેનરી એક તાલેવંત મનુષ્ય છે; અને એનું સર્વસ્વ લુંટી લેવાનો તે અવસર ખોળવા લાગ્યો. હેનરી બહુ જ શાન્ત માણસ હતો; એ કાયદેસર ચાલનાર હતો. આથી લેન્ડનબર્ગ તેની એક પણ ક્ષતિ વા છિદ્ર ખોળી શક્યો નહિ. હેનરીને ફસાવવાના તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા.

આરનોલ્ડનો મીજાજ કંઇ જુદાજ પ્રકારનો હતો. યુવાન હતો એટલે તેની નસોમા ઉનું લોહી ઉછળતું હતું; તે પરવા વગરનો હતો. ઓસ્ટ્રીયન રાજાને તે ધીક્કારતો, અને તે પ્રદર્શિત કરતા પણ બીતો ન હતો. યૌવનકાળમાં ઉચ્છૃંખલતાનું સામ્રાજ્ય છે, અને માણસ એ સમયમા ગમે તે સાહસો ખેડે છે. આરનોલ્ડ, લેન્ડનબર્ગને એક ઉપહાસરૂપ ઉપનામથી સંબોધવામા આનંદ માનતો. આ વાતની શાસનકર્તાને ખબર પડી. તેણે આરનોલ્ડને શીક્ષા કરવાનો નિશ્ચય કર્યો, અને સાથે હેનરીની સંપત્તિ લૂંટવાનો સુયોગ પણ તેને સાધ્ય થયો. અત્યાચારીનો નિશ્ચય એટલે આસમાન પડે વા પૃથ્વી રસાતાળ જાય, છતાય ન ફરે.

લેન્ડનબર્ગને ખબર હતી કે હેનરી પાસે ભૂમિકર્ષણ માટે ઉત્તમમા ઉત્તમ ને સુંદરમા સુદર બળદની જોડ છે. એ બળદોની જોડી સ્વીટ્ઝરલેન્ડમા જડવી મુશ્કેલ હતી. ચીરકાળથી એ બળદો પ્રાપ્ત કરવાનો તેનો વિચાર હતો, અને અત્યારે તેણે એ અમલમા મુકયો. રૂડોલ્ફ નામક પોતાના એક અનુચરને બોલાવી તેણે આદેશ આપ્યો “ જા, હેનરીની પ્રખ્યાત બળદની જોડ લઇ આવ.”

પુત્રના સામાન્ય, સાધારણ અપરાધ માટે તેણે પિતાને આ પ્રમાણે શીક્ષા કરવાની યુક્તિ રચી. અન્યાયથી તે પારકાનો માલ પચાવે છે એ વિચાર તેના મગજમા જરા પણ ન આવ્યો. જે વ્યક્તિ પોતેજ અન્યાયની સાક્ષાત્ મૂર્તિ હતી, તેની પાસે ન્યાયનું નામ કે નિશાન હોય એ અસંભવિત વાત હતી.

સૈન્યની મદદથી જ અન્ટરવેલ્ડન પ્રદેશનુ શાસન ચાલતું હતું શાસનકર્તા સૈનિકોની દ્વારા સ્વીસ લોકો પર અત્યાચારો ને દુ ખો વર

વતા; સૈનિકો જોરજુલમથી પ્રજાને કનડતા અને દુખી કરતા. રૂડોલ્ફ સૈનિકોની સહાય લઇ, ખેતર તરફ પ્રયાણ કરી ગયો. ખેતરમા આરનોલ્ડ એકલો હતો. તે આનંદમા સીસોટી વગાડતો, જમીન ખેડી રહ્યો હતો. જે બળદો રૂડોલ્ફ હરી જવા આવ્યો હતો, તે અત્યારે કાર્યમાં નિયુક્ત હતા, એ જોઇને રૂડોલ્ફને હર્ષ થયો કારણ કે ઇચ્છિત વસ્તુ સહેલાઇથી પ્રાપ્ત થઇ હતી. ખેડેલી જમીન પર થઇ તે અને સૈનિકો આગળ વધ્યા.

આરનોલ્ડે સાશ્ચર્ય આ જોયુ અને ખેડવાનું કામ બંધ રાખી, હતો ત્યાજ ઉભો. તે વસ્તુસ્થિતિ જાણવા ઉત્સુક બન્યો. તેણે જોયું કે ઘોડાઓની ખરીઓથી તેની મેહનત બરબાદ જતી હતી, એથી તેનો પિત્તો ખસ્યો: " ઓસ્ટ્રીયાનું મયૂરપક્ષીદલ શું રસ્તા પરે ચાલી શકતું નથી? શું આપને સૂઝતું નથી કે ખેડેલી જમીન પર ચાલો છો?"

રૂડોલ્ફે, જાણે આરનોલ્ડનું કથન સાંભળ્યું ન હોય, એવુ કરી આગળ વધવા માડયું, અને તદ્દન પાસે આવી સૈનિકોને હુકમ કર્યો. " આ બળદોને હળથી છોડી નાખો. "

આરનોલ્ડ સ્વીસ બચ્ચો હતો: તેનામા અજબ હિંમત હતી. તે એ ડગલા આગળ કૂદયો અને જલદગંભીર સ્વરે બરાડયો: " કોની મગદૂર છે કે મારા બળદને અડકે? એ કાંઈ તમારા બાવાના નથી; એનો માલિક હું છુ. "

" તું છે? કોણ, તું?" રૂડોલ્ફ બોલ્યો, " અરે એનો માલિક તો લેન્ડનબર્ગ છે. શાસનકર્તાને 'મયૂર' કહી ઉપહાસ કરતા હવે પછી વિચાર કરજે, સમજ્યો? આ બે બળદ એ ગુન્હાની શીક્ષા છે."

આરનોલ્ડને વાત વધી ગઇ હોય એમ લાગ્યુ. તેણે ક્રોધનો સંયમ કરી, નમ્રભાવે કહ્યુ "હજુર ! માફ કરજો મૂર્ખની માફક હુ ગમે તે બક્યો હોઇશ પરંતુ તેમા અનિષ્ઠનો સમૂળગો વિચાર ન હતો માત્ર એક બે નજીવા શબ્દો માટે આ અદ્વિતીય બળદ પડાવી લેવાની શિક્ષા, એ ન્યાયાનુસાર નથી "

" અમારા કાર્યનો વિચાર કરવાનો તને કોણે હક્ક આપ્યો ? અશિક્ષીત, જંગલી ખેડુત પાસે મારે ન્યાયનો વિચાર નથી કરાવવો ન્યાય શુ છે એ હું સારી રીતે જાણુ છુ એટલે તારા ડોઢડહાપણનુ મારે કામ નથી ' રૂડોલ્ફ તિરસ્કાર સહિત બોલ્યો.

આરનોલ્ડે કહ્યુ " હું તમારી વિચારક તરીકે સ્પર્ધા કરતો નથી કિંતુ ન્યાયની તમારી પાસે પ્રાર્થના કરૂ છુ જો મે કોઇ પણ ગુન્હો કર્યો હોય તો મને અદાલતમા, લઇ જાઓ અને હુ ગળીખુશીથી કાયદેસર કરવામા આવેલો દંડ આપીશ પણ તમે એમને એમ મારા બળદ હજમ કરો, એ તો નજ બને તદુપરાંત આ બળદો મને અત્યંત ઉપયોગી છે એના વિના હુ ખેડી શકુ નહિ એટલે જમીન નકામી બને અને ધાન્ય ઉત્પન્ન થાય નહિ "

' તું તારે ગમે તેમ કર, એમા મને કશુ પાપ લાગે વળગે નહિ હું બળદ લેવા આવ્યો છુ અને તે લઇનેજ જવાનો જો ખેડુતોને ખેડવું હોય તો તે પોતે હળે જોડાય એજ પદવી તેમને લાયક છે. સૈનિકો ! બળદોને છુટા કરો ! ' એમ બોલી રૂડોલ્ફે કાષ્ટના જોતર પર હાથ મૂક્યો

સિપાહીઓએ હુકમને અમલમા મૂકવાની તૈયારી કરી આર નોલ્ડથી આ સહ્ય થયુ નહિ ક્રોધથી તેનુ શરીર કંપાયમાન થયુ.

"હાથ ઉઠાવ." એવી બૂમ પાડી તેણે હાથમાંની લાકડી ઉગામી અને રૂડોલ્ફના હાથ ઉપર એટલા તો જોરથી મારી કે તેની બે આંગળીઓ ભાગી ગઇ. તેમાથી લોહી દડદડ પડવા માંડયું. રૂડોલ્ફે એક ચીસ પાડી: એ ચીસમાં અસહ્ય વેદના હતી. વેદનાની દરકાર રાખ્યા વિના, કઠણ હૃદય કરી તેણે બૂમ પાડી "પકડો એને, એ બદમાસને કેદ કરો."

લાકડી માર્યા પછી આરનોલ્ડને પોતાની સ્થિતિનું ભાન થયું. તેની સામે હથિઆરો સમન્વિત સૈનિકો હતા અને પોતે અસ્ત્રશસ્ત્ર વિનાનો એકલો હતો. પાસે માત્ર એકલી લાકડી જ હતી. આવી સ્થિતિમાં શત્રુઓ સામે બાથ ભીડી શકાશે નહિ, અને એવી જો સુખીઇ કરીશ તો જરૂર જીંજરમા જકડાઇશ એમ તેને ખાત્રી થઇ. ચતુષ્કળમાંથી નાસવા તેણે એકદમ દોટ મૂકી. સૈનિકો પાછળ પડયા પણ તેને પકડવો એ મુશ્કેલ કામ હતું. આખા સ્વીટ્‌ઝરલેન્ડમાં તેના જેવો દોડનાર અન્ય કોઇ ન હતો; ખેડેલા ખેતરો પર પણ તે જલ્દીથી દોડતો. અત્યારે તેણે સીધા રસ્તાઓ પર ન દોડતાં ખેતરોમા જ દોડવા માંડયું. સૈનિકો હથિઆરો અને પોષાકથી ભારેખમ બન્યા હતા એટલે ઉતાવળથી દોડી શકયા નહિ. દોડતા તેમણે બે ચાર વાર તો જૂદેવીને નમસ્કાર પણ કર્યા. આરનોલ્ડે ત્વરિત ગતિએ દોડી, પર્વતકોડનો આશ્રય લીધો અને તે નિર્વિઘ્ન બન્યો.

સિપાઇઓ ખાલી હાથે પાછા ફર્યાઃ આરનોલ્ડ તેમના હાથમાથી છટકી ગયો. રૂડોલ્ફનો ગુસ્સો સૈનિકો પર ઢળ્યો અને તેણે તેમને બે ચાર સ્વસ્તિવચનો સંભળાવ્યા. ઉપરી અમલદારનાં મુબારકો સાંભળવાની સૈનિકોને ટેવ પડી ગઇ હતી, એટલે તેમને પ્રત્યુત્તર વિના, જાણે અન્ય કોઇને તે સંબોધાયલાં હોય એમ શ્રવણ કર્યાં.

"જોઈ શુ રહ્યા છો ? બળો છોડી ને લઈ ચાલો !" રૂડો લ્ફનો કર્કશસુર શાત ઉભા રહેલા સિપાઇઓની કર્ણેન્દ્રિયમા ઘૂસ્યો એ અવાજે સૈનિકોને કર્તવ્યપથ પર પ્રયાણ કરાવ્યુ, અને તમણે સરદારનો હુકમ અમલમા મૂકો.

બળદોને લઇ સૈનિકો સહિત રૂડોલ્ફે, કડક અનુભવ મેળવી પ્રયાણુ કર્યું બિચારા પશુ અત્યાર સુધી શાત ને સ્થિર ઉભા હતા પરંતુ અત્યારે જ્યારે તેમને તેમના દયાળુ અને ભલા માલિક પાસેથી આમ જોરજૂલમથી છૂટાં પાડવામા આવતા હતા ત્યારે તેમના નયનો-માથી અશુ સરવા લાગ્યા અને તે ગદ્‌ગદ્ કઠે બરાડયા જાણે તે ચીરપરિચીત્ ક્ષેત્ર અને માલિક પાસેથી સદાને માટે વિખૂટા પડે છે એમ તેમણે જાણ્યુ હોય, એવુ એ કરણ રૂદન સૂચન કરતું હતું તે ચીરપરિચીત્ વસ્તુઓ પર ભિની દષ્ટિ ફેકી, જૂલ્મી શાસનકર્તાઓના અનુચરો સહિત વિદાય થયા

અટરવોલ્ડન પ્રદેશમા તે રાત્રે ખબર પ્રસરી ગઇ કે આરનોલ્ડે રાજ્યના અમલદારને માર્યો છે, અને પછી ક્યાય પલાયન કરી ગયો છે તેનો પત્તો નથી દરરોજ હેનરી અને આરનોલ્ડ, સંધ્યાસમયે ભેગા બેસી વાતો કરતા, પણ આજે હેનરી એકલો છે. આરનોલ્ડ માટે તેનુ હૃદય બળ્યા કરે છે. પુત્ર પર ની આફતો પડશે એ વિચા-રોથી તેનુ મગજ ભરાઇ ગયુ છે તેનુ સુખ, તેનો આનદ આજે ક્યાય દષ્ટિગોચર થતો નથી પ્રિય પુત્રના દર્શન વિના, જળ વિના માછલી તરફડીયા મારે તેવી તેની આજ દશા થઇ છે

રૂડોલ્ફે ગવર્નરને સર્વ બીનાથી જ્ઞાત કર્યો એ સાભળતા ગવ-ર્નરનો મિજાજ સો ડિગ્રી ચઢયો. આરનોલ્ડ જો તેની પાસે તેજ

ઘડીએ હોત તો શું કરી નાખત એ કહેવું અશક્ય છે! તેણે સૈનિકોને એકદમ ચારે દિશામાં એ બળવાખોરની શોધ કરવા મોકલ્યા. સૈનિકો રખડી રખડીને અધમુઆ થયા પણ આરનૉલ્ડનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. એ તો અત્યાર સુધીમાં ક્યાંય આઘે પહોંચી ગયો હતો અને મિત્રોના સંરક્ષણ નીચે વિશ્રામ લેતો હતો.

લેન્ડનબર્ગના આરનોલ્ડને પકડવાના સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા, છતાંય તે હિંમત હાર્યો નહિ. તેણે ભિન્ન ભિન્ન દિશાઓમાં છૂપી તપાસ કરવા માટે ગુપ્તચરો પ્રેર્યા; અને આ વિષયપર બરાબર વિચાર કરવા લાગ્યો. છેવટે એક ઉપાય તેને હાથ લાગ્યો, અને એ ઉપાયનો ઉપયોગ તેણે ત્વરાથી કર્યો: "સૈનિકો' જાઓ. આરનોલ્ડના પિતા હેનરીને પકડી લાવો: એ એના પુત્રનું રહેઠાણ જાણતો હોવોજ જોઇએ."

શાસનકર્તાના મુખમાંથી પડતો બોલ સૈનિકોએ ઝીલ્યો અને તેઓ હેનરીને પકડવા દોડ્યા. લેન્ડનબર્ગના પંઝામાં વૃદ્ધ હેનરી સપડાયો હતો: હેનરીને લૂંટવાના આ બધા બાના હતાં. ઉદાસીનતામાં, એકલો, અટુલો હેનરી બેઠો હતો. એ શૂન્ય દ્રષ્ટિએ જોઇ રહ્યો હતો. વિચારો કરી કરી તેનું મગજ થાકી ગયુ હતું. વૃદ્ધાવસ્થામા શક્તિનો લોપ થતો જાય છે: અને આ દુઃખને લીધે તેની શક્તિ અધિકતર જતી રહી. શારિરીક અને માનસિક, બન્ને સંપત્તિમા અત્યારે તે નિર્ધન બન્યો હતો. આરનોલ્ડ તેનામા ચૈતન્ય રેડતો; પણ તે શક્તિ સંચારકના અભાવને લીધે અત્યારે હેનરીમાં હતી તે શક્તિ પણ નષ્ટ થતી હતી.

સૈનિકોએ દુખી હેનરીને ગવર્નરનો હુકમ જણાવ્યો. એના દુઃખાતા હૃદયમા એથી નવો જખમ થયો. હેનરીને ખાત્રી થઇ કે ઝાલીમની દાનત બગડી છે અને તે મને છોડનાર નથી ગૂમે માટે તેણે ઉઠવાની તૈયારી કરી, પરંતુ તે ઉઠે ત્યાર પહેલા તો સૈનિકોએ તેને પકડ્યો અને કઠોરતાથી તેને ખેંચી લઈ ચાલ્યા હેનરીએ ઇશ્વરની પ્રાર્થના કરી, અને એ સહન કર્યું

લેન્ડનબર્ગની નોકરશાહી પોતાના જાતભાઇઓથીજ ભરેલી હતી. અમલદારો અને સૈનિકો બધા ઓસ્ટ્રીયન હતા માત્ર ગણ્યાગાંઠ્યાજ સ્વીસ લોકો તેમા હતા ઓસ્ટ્રીયનો સ્વીસ પર જૂલ્મ ગુજારવામાં હદ રાખતા નહિ સ્વીસ રાજ્યનોકરો પોતાના દેશબંધુઓ પ્રત્યે દયા રાખતા અને ઓસ્ટ્રીયનોના જૂલ્મોથી તેમના હૃદયો દ્રવીત થતા હેનરી પર ચલાવેલી કઠોરતા જોઇ, સ્વીસ સૈનિકોને લાગ્યુ પણ તે કશુ કરી શક્યા નહિ

હેનરીને શાસનકર્તા આગળ ખડો કરવામા આવ્યો લેન્ડનબર્ગ ક્રર દૃષ્ટિએ તેની તરફ જોઈ રહ્યો. બીચારો હેનરી અહિં યા નિરાધાર હતો. તે ચારે તરફ ક્રૂર, ઘાતકી રાક્ષસોથી ઘેરાયલો હતો તેની નજરસમક્ષ બચવનો એકે માર્ગ જણાતો ન હતો અત્યારે તેને પડતા પર પાટુ મળતુ હતું પુત્રના વિયોગથી તે દુખી તો હતોજ અને ઉપરથી તેને અત્યારે સતાવવામા આવતો હતો ઇશ્વર પર શ્રદ્ધા રાખી, ભૂખ્યા ભડભડતા વરૂઓના ટોળા વચ્ચે ગરીબ ઘેટાની માફક તે ઉભો હતો મુક્તિ માટે તારણહારને તે પ્રાર્થના કરતો હતો

"તારૂં નામ શું છે?" લેન્ડનબર્ગનો અવાજ આવ્યો.

"હેનરી.'

" તારો બળવાખોર પુત્ર આરનોલ્ડ અત્યારે ક્યાં છે?"

" સરકાર! એ વાતથી હું તદ્દન અજ્ઞાત છું." હેનરીએ સત્ય હકીકત જણાવી.

" કેમ, સત્ય હકીકત છૂપાવે છે કે? હું કાંઈ એમ છેતરાવાનો નથી. મને ખાત્રી છે કે તું તારા પુત્રનું નિવાસસ્થાન ચોક્કસ રીતે જાણે છે. તમે લોકો છૂપાં કાવતરા કરો છો અને ઉપરથી સાધુતાનો ડોળ કરો છો. ચાલ ઝટ બોલ, ક્યાં છે તારો એ પુત્ર?"

" મને કશી ખબર નથી, હજુર! હું સત્ય કહું છુ કે તે નાસી ગયા પછી મને સમાચાર મળ્યો નથી."

" હું તારી વાતમાં એક છાંટો પણ વિશ્વાસ રાખતો નથીઃ તું તદ્દન જુઠો છે. તું નહિજ કહે ત્યારે, એમ? પણ હું તારી કહેવડાવીશ ત્યારેજ છોડીશ." એમ કહી લેન્ડનબર્ગે ' જલ્લાદ!' એવી બુમ પાડી.

જલ્લાદે સ્વામીનો સ્વર સાંભળ્યો, અને તરત જ હાજર થયો. લેન્ડનબર્ગે હેનરી તરફ આંગળી કરી કહ્યુંઃ " આ ડોસાને લઈજા. એના પુત્ર વિષે એ માહિતી ન આપે તો તેની બે આંખોમાં ધીમધીગતા સળીયા ખોસી ઘાલ અને તેને અંધ બનાવ."

અત્યાચારીના મુખમાંથી નિષ્ઠુર આજ્ઞા સહજ નીકળે છેઃ સાધુપુરુષના મુખમાંથી જેમ સાત્વિક સુવાક્ય સરે છે તેમ. આ બીજનુ આદેશ સાંભળી હેનરીનો અંતરાત્મા થરથરી ગયો. તે દુઃખથી ગદ્ગદ સ્વરે બોલી ઉઠ્યોઃ " સરકાર! સરકાર! હું કશું નથી જાણતો. સત્ય કહું છું કે હું નથી જાણતો. એક નિર્દોષ વૃદ્ધ માણસ પર દો

અત્યાચાર ગુજારશો મા. ઇશ્વરને હૃદયમા રાખી આ ગરીબ મનુષ્ય પર દયા રાખો."

રાક્ષસના હૃદય પર એ કરૂણ શબ્દોનો સ્પર્શ માત્ર પણ થયો નહિ એને અને એકે વાત Cતરે એમ ન હતી, કારણ કે હાથમા આવેલી બાજી હવે તે ખોવાનો ન હતો. તેણે જલ્લાદને આજ્ઞા સત્વર ઉડાવવા ફરમાન કર્યુ, અને જલ્લાદે વૃદ્ધ બીચારા હેનરીને ગળચી પકડી ઘસડ્યો, અને શક્તિહીન હેનરી ખેચાયો

પોતે અંધ બનશે, સદાને માટે પ્રકાશ લુપ્ત થશે અને દુનિયા અન્ધકારમય બનશે એ વિચારે હેનરી રડવા જેવો થઇ ગયો. જલ્લાદે આંખો ફોડવા માટે લોઢાના સળીયા લાલબળ બનાવા માડ્યા એજ તેણે જોયું તેની આખે અધારા આવ્યા તે જલ્લાદને પગે પડ્યો અને તેને વિનવવા લાગ્યો "ઓ ભાઇ ! મારી વૃદ્ધાવસ્થા પર નજર નાખ તું આ લાલબળ સળીયાઓ મારી આખોમા ઘોચી ઘાલી, મને અંધ બનાવ નહિ માત્ર મારી આખો રહેવા દે જોઇએ તો હાથ કાપ, પગ કાપ પણ એ જીવનનું નૂર લુટી લે નહિ. એ નેત્રોના તેજમા ઇશ્વરની સાક્ષાત્ મૂર્તિ છે, અને તું મારી પાસેથી એ તેજ હરણ કરી લેતો નહિ તું મારો જીવનદાતા બન અને મારી આખો રહેવા દે આખો વિના હું જીવતો છતાય મુવેલો થઇશ ઓ ભાઇ ' મા । પર એટલી દયા આણ હું તારો જન્મભર ઋણી રહીશ "

જલ્લાદ એટલેજ પાશાણ પછી અરસજ કયા થાય તે હેનરીની વિનતી તેના કાનાવાલા જોઇ ખડખડ હસ્યો અને વૃદ્ધના બરડામાં જોરથી તેને ચૂપ કરવા એક ધાપો માર્યો જોતજોતામા એણે નિર્દય ભેશ હેગાર વૃદ્ધના નેત્રોમા, જોરજૂ મથી ધીગધીગતા

સોખંડના સળીયા બેસી ઘાલ્યા: અને પોતાનું કર્તવ્ય બજાવ્યુ.

આંખો ફૂટતા, વૃદ્ધ હેનરીને અત્યંત વેદના થઇ. તે દુખથી કુદયો ને નાચ્યો, અને બૂમો પાડી રડવા લાગ્યો. આ અમાનુષીય અત્યાચાર તેનાથી સહન થઇ શકયો નહિ. ચક્ષુઓના નાશ સાથે વૃદ્ધ હેનરીનો સર્વનાશ થયો. પરંતુ લેન્ડનબર્ગને એનું દુખ જોઇ આનંદ થયો, એ નિષ્ઠુર હ્રદયી માનવ હેનરીની સ્થિતિ પર હસવા લાગ્યો. એના હસવામાય કેટલાયનો નાશ હતો, જાણે શીવનું અટ્ટહાસ્ય ! એના તાણ્ડવ નૃત્યમા પ્રલયકાળ હતો એ તાણ્ડવ નૃત્યનો ભોગ બીચારો હેનરી બન્યો હતો.

"તારી બે આગળીઓના બદલામા એની બે આંખો ગઇ છે. કેમ હવે સંતુષ્ટ થયોને ?" લેન્ડનબર્ગે આનંદિત થઇ રૂડોલ્ફને કહ્યું.

અત્યાચારીનો અનુચર તેના જેવોજ શયતાન હતો. તેને આટલુ તો કુછ બીસાતમા ન હતું "ઠીક, મારા બાપ ! પણ એનાથી મને શો લાભ થયો ?" એના વદન પર અસંતોષની છાયા હતી.

"તને કાંઇ આર્થિક લાભ થયો નહિ એ વાત તો ખરી. સાંભળ, હેનરીની સંપત્તિ બહુ છે. એના ઢોર પણ મુલ્યવાન અને ઉત્તમ કોટીના છે. તેં મારી સારી સેવા બજાવી છે માટે એની મિલ્કતની લુંટમાથી તને થોડો ભાગ આપીશ. જા, ખુશી થા."

હેનરીની માલમિલ્કત પર લેન્ડનબર્ગના સૈનિકો તીડની માફક પડયા; અને અંધ અને નિરાધાર બનેલા બીચારા હેનરીનું સર્વસ્વ લુંટી લેવામા આવ્યું. એની આ કફોડી સ્થિતિમા, એની આજીવીકા, એના મોંમાથી રોટલો પણ ખેંચી લેવામા આવ્યો. અંધ હેનરી, રસ્તાનો રખડતો, ટુકડો વીણી ખાતો ભીખારી બન્યો. વિધીની

અતિ ગહન છે. ક્યાં ગઇ કાલનો પૈસાદાર અને સુખી હેનરી, અને ક્યાં આજનો, અંધ, નિરાધાર ભિખારી હેનરી! હેનરી અન્ટરવોલ્ડન પ્રદેશમાં પ્રખ્યાત હતો અને લોકોનો પ્રિયપાત્ર હતો. શાસનકર્તાના જૂલ્મ સામે લોકો કશું બોલી શક્યા નહિ, પણ હેનરીને તેમણે આશ્રય આપ્યો. પૈસાદાર હેનરી પરદુખભંજન હતો, ગરીબોને મદદ કરતો હતો એ પુણ્યનું ફળ તેને અત્યારે મળ્યું. એ દુખી જીવને સ્વીસ લોકોએ આશ્વાસન આપ્યું. એના વિપદકાળમાં સર્વેએ તેને સહાય કરવા માંડી, અને એનું દુખ ઓછું કરવાના પ્રયત્નો આદરાયા.



## પ્રકરણ ૩ જું.



## ઝાલીમની જોહુકમી.

અન્ટરવેલ્ડન પ્રદેશમા જ્યારે અત્યાચારનો અબ્ધિ ઉછળતો હતો ત્યારે યુરી અને સ્વીઝ પ્રદેશો કાંઇ શાંતિના ક્રોડમા સુના ન હતા. એ પ્રદેશોનો શાસનકર્તા હરમન ગેસ્લર પણ એજ ધારાએ ચાલતો હતો. લેન્ડનબર્ગ અને ગેસ્લર બન્ને એકજ પિતાના સંતાન હતા એટલે એમનામા સમાનતા હોય, એ આશ્ચર્યની વાત ન હતી. આ અત્યાચારોનો ઉત્પાદક આલબ્રેટ હતો; અને આ બે એના બાળકો જેવા હતા.

ગેસ્લર સ્વીઝમા આવેલા કુસ્નેચ નામક દુર્ગમા અધિવાસ કરતો હતો. દુર્ગ મહા જબરદસ્ત અને મજબૂત હતો. એમા કેટલીય અંધારી કોટડીઓ હતી, જેનો કારાગાર તરીકે ઉપયોગ કરવામા આવતો હતો. આ કેદખાનામા ગેસ્લર સ્વીસ લોકોને બકરાની માફક પૂરતો અને આજ ભયકર કોટડીઓમા તેમના પર અનેક અસહ્ય અત્યાચારો ગુજારતો. આ દુર્ગનું જેલખાનું કેદીઓથી ઉભરાઇ ગયું હતું; અને બીજા શીકારોને પુરવા માટે સ્થળસંકોચ પડવા માડયો હતો. ગેસ્લરે એક બીજુ મજબૂત અને મોટું કેદખાનું બંધાવાનો નિશ્ચય કર્યો. કુસ્નેચ દુર્ગ સ્વીઝ પ્રદેશમા આવેલો હતો અને એના જેવો મજબૂત દુર્ગ, યુરી પ્રદેશમા એક પણ ન હતો. આથી તેણે યુરી પ્રદેશમા એ કારાગાર નિર્માણ કરવાનો વિચાર કર્યો; અને એલટોર્ફ નામક ગામની નિકટમાં એ માટે જગ્યા પસંદ કરી.

ગવર્નર જોઇએ એટલા મજૂરો મફત ભેગા કરી શકતો અખિલ સ્વીસ પ્રજાને એ પોતાની નોકર માનતો. એલટોર્ફમા દુર્ગ બાધવા માટે, યુરીના માણુસોને વેઠે પકડી લાવવામા આવ્યા. દુગ બાધવાનુ કામ એમને માથે પડ્યુ લોકોએ પોતા માટે જેલખાનુ રચવા માડ્યુ. એમને નાછૂટકે કામ કરવુ પડતું ના પાડે તો ગવર્નરના માણુસો જોરજૂલમથી તેમને પકડી જતા જઇ તે કામ ન કરે તો અમલદારોના સાટકા તૈયાર હતા. હડકાયા કૂતરાઓ ત્યાના ત્યાજ હાજર રહેતા દુર્ગની દિવાલો ઉચી થતી ગઇ અને તેની સાથે લોકોના મુખ ઉદાસીન બન્યા.

દુર્ગનો મોટો ભાગ બધાઇ ગયો હતો કડીઆઓ ધમધોકાર કામ કરતા હતા મજૂરો પણુ કામમા પ્રવૃત્ત હતા એક મજૂર થાકી જવાથી જરા વિશ્રામ લેવા બેઠો એ વૃદ્ધ અને અશક્ત હતો વિશ્રામ લીધો ન લીધો એ.લામા તો પાછળથી એક પાટુ પડ્યુ, અને એનો બરડો રાતો થયો. એણે દુ:ખની બૂમ પાડી પાછળ જોયુ તો ક્રૂર અમલદાર ઉભો હતો. “ ઉઠ, કામે લાગ. અહિ કાઇ આરામ લેવાનો નથી ’

“ સાહેબ, મારામા ઉઠવાની પણુ શક્તિ નથી ” વૃદ્ધ અમલદારને કરગરતો બોલ્યો

“ હવે જોયો મોટો સુકુમાર ' ચાલ, ઉઠ, પત્થર ઉચકવા માડ ’ એમ કહી અમલદારે વૃદ્ધને તાણી ઉભો કર્યો અને કામ પર મોકલવા ધક્કો માર્યો

બીજા કામદારોથી આ સહન થયું નહિ તે વચમા પડ્યા “ એને જરા થાક ખાવા દોને સાહેબ, બીચારો વૃદ્ધ છે એમ તે કાઇ મરાય ! ”

"તમે તમારૂં કામ કરો, નહિ તો તમારી પણ એ દશા સમજજો." અમલદારનો ઉત્તર મળ્યો. કામદારો દુ:ખાતે હદયે કામે જોડાયા.

દુર્ગના ઉંચા વિભાગમાં, એક માણસ જોખમ ભરેલી જગ્યાએ કામ કરતો હતો. સહેજ તે ચૂકયો, તેનો પગ લપસ્યો, અને તે સીધો જમીન પર પછડાયો. કામદારોમાં હોહાહો થઇ. તે પડનારની આગળ પાછળ ભેગા થઇ ગયા. ખૂબ ઉંચેથી પડ્યો હોવાથી બીચારા કામદારના હાડકાં ભાગી ગયાં: ક્ષણવાર પછી એનો આત્મા ખોળીઆને છોડી અનંતધામ તરફ ચાલ્યો ગયો. અમલદારો આવી પહોંચ્યા અને લોકોને વિખેરી નાખવાના પ્રયત્નો કરવા લાગ્યા. થોડી વાર કામદારો સાંજ ઉભા પણ અમલદારોએ લાકડીઓ મારી તેમને ત્યાંથી કાઢ્યા અને કાર્યમાં નિયુક્ત કર્યા.

એક કામદારે અમલદારને કહ્યું: "સાહેબ! બીચારો માર્યો ગયો!"

"આટલામાંથી એક ઓછો થયો." અમલદારનો નિષ્ઠુર ઉત્તર મળ્યો.

"પણ, સાહેબ, એની વૃદ્ધ મા, એની ગરીબ પત્નિ એનાં નાનાં બાળક, એના વિના ટળવળી મરશે: એ માણસ સર્વનો આધાર હતો, અન્નદાતા હતો." કામદાર મૃત મનુષ્યની દયા ખાવા લાગ્યો.

"હવે બેસને ડાહ્યલા. તારે ઘેર વધારે પડતું હોય તો આપી આવજે. જા કામ કર."

દુર્ગને શુભ શુકન થયાઃ એક ભોગ તેણે લીધો. એ દુર્ગની દિવાલો પર કેટલાય નિસાસા પડતા અને કામદારો અંદર અંદર પૂછતા: "ભાઇ! કયો અભાગી આ કેદખાનામાં પહેલો પડવાનો!"

ગેસ્લર કોઇ કોઇ વખત આ બંધાતા દુર્ગનું નિરીક્ષણ કરવા આવતો, અને કામ કરતી સ્ત્રીઓ પ્રજાનો કડક ઉપહાસ કરતો. "કેમ, દુર્ગ નહોતો બાંધવાનો ? તમે બહુ અભિમાની ને ગૌરવાન્વિત છો, કેમ ? જરા થોડા દિવસ જવા દો એટલે તમને બરાબર સમજણ પાડું. આ દુર્ગને પૂરો થવા દો અને પછી જુઓ કે તમારો અહંકાર, તમારું સ્વમાનાભિમાન ચૂર્ણવિચૂર્ણ કરૂં છું કે નહિ, તમને ધૂળ ચાટતા કરૂં છું કે નહિ. બદમાશો બહુ ફાટી ગયા છો, કેમ ?"

મિત્ર સહિત તે એક દિવસ દુર્ગ જોવા આવ્યો. વાર્તાલાપમાં સ્વાભાવિક રીતે મિત્રે પૂછ્યું "આ દુર્ગનું શું નામ રાખવાનો નિશ્ચય કર્યો છે ?"

"એનું નામ હું" યુરીદમન દુર્ગ" (The Curb of Uri) રાખવાનો છું કારણ કે એની સહાયથી અહંકારી કૃષકોનો મારે મદ ઉતારવો છે." ભયંકર હાસ્ય કરતા ગેસ્લર બોલ્યો.

જેની કર્ણેન્દ્રિયમાં ગેસ્લરના આ શબ્દોએ પ્રવેશ કર્યો, તેમનાં હૃદય થરથરી ગયાં. તે ભવિષ્યમાં ગવર્નર તરફથી શી શી આફતો આવશે એનો ખ્યાલ કરવા લાગ્યા અને ભયભીત થવા લાગ્યા.

અલ્પ સમય પછી, અશ્વપર આરૂઢ થઇ બન્ને મિત્રોએ ચાલવા માંડ્યું. તેઓ કીમતી પોષાકમાં સજ્જ થયેલા હતા, દમામ અને ભપકાથી તે આભૂષિત થયેલા હતા. એમણે ચાલવા માંડ્યું, અને એમની પાછળ અસંખ્ય શ્રાપો હતા. એ શ્રાપ દુઃખી અને કકળતાં હૃદયોમાંથી નીકળતા હતા. શ્રાપસંચય અત્યાચારીઓ પર ઢગલાબંધ પડતો હતો અને તેના ભાર નીચે ક્યારે નોકરશાહી દબાઇ મરશે એ કહેવાય તેમ ન હતું. શાસનકર્તાઓનો ભપકાદાર રૂઆબ ક્યારે

આ આપરૂપી અંધકારાબ્ધિમાં ડૂબી જશે એ સમજાતું નહતું !

વાતો કરતા તે થોડે દૂર પહોંચ્યા હશે એટલામાં ગેસ્લર કાંઇ સાંભળી આવ્યાથી બોલ્યો: "આપણે દુર્ગ તરફ બીજા રસ્તે થઇને જઇશું, કારણ કે રસ્તામાં આપણે એક અહંકારી ખેડુતની ખબર લેવાની છે. તેણે મારી પરવાનગી વિના એક નવું સરસ મકાન બાંધ્યું છે એમ મને ખબર મળી છે. એ ખેડુતનું નામ વરનર સ્ટોફેચર છે. એક જંગલી મારી રજા વિના ભવ્ય મકાન બંધાવી રહે એ મારૂં મોટું અપમાન છે. આજ મારો એ મકાન જોવાનો વિચાર છે."

"આપ મકાન જોયા પછી શું કરશો." મિત્રે પૂછ્યું.

"હું શું કરીશ ? એ ખેડુતને લાત મારીને મકાનમાંથી કાઢી મૂકીશ. જંગલી ખેડુતો એવાં સરસ મકાનમાં રહેવાને નાલાયક છે. એમાંતો શાસનકર્તા જ રહી શકે."

આ પ્રમાણે પોતાનો આશય વ્યક્ત કરી, ગેસ્લર તેના મિત્ર સહિત, પોતે શા શા સ્વીસ લોકોપર અત્યાચારો કરવાનો છે એની મોટી મોટી વાતો કરતો, સ્ટોફેચરના ગૃહ તરફ અગ્રેસર થયો. સ્ટોફેચરના ગૃહ નજદીક એક નાની નદી હતી: સામી પાર જવા માટે પૂલ બાંધેલો હતો. એ પૂલ ઉપરથી સ્ટોફેચરનું ભવ્ય મકાન બરાબર દૃષ્ટિગોચર થતું. ગેસ્લર આ પૂલ ઉપર આવી પહોંચ્યો, અને સામે ઉભેલું મકાન તેણે જોયું. એ મકાન તરફ ગેસ્લર અનિમેષ લોચને જોઇજ રહ્યો. તેણે ધાર્યું હતું તેના કરતાય વધારે સુંદર આ મકાન તેને લાગ્યું. પુતળાની માફક સ્થિર અને મંત્રમુગ્ધ થઇ તે થોડી વાર ઉભો.

મકાન લાંબુ અને બેઠા ઘાટનું હતું; તે કાષ્ટનિર્મિત હતું. છાપરૂં

રાતા નળીયાથી છવાયલું હતું. સ્વચ્છ રીતે આખુ મકાન ધોળેલું હતું મકાનની બારીઓમાથી સૂર્યરશ્મિ પ્રવેશ કરી અંદરના ઓરડાને નવડાવતા અને પવિત્રતા પ્રસારતા એ મકાનમા દિવસે અંધકારને સ્થાન ન હતું અને સર્વત્ર સાદાઈ અને સ્વચ્છતા નજરે પડતી તે સમયની પ્રથા પ્રમાણે, બારીઓના કાળા ચોકઠા પર તેમજ પ્રવેશદ્વાર ઉપર, જુની પુરાણી કહેવતો, સુત્રો, પ્રવચનો આદિ મોટા અને સાદા અક્ષરે કોતરેલા હતા.

ગેસ્લેર એક જગ્યાએ આ પ્રમાણે લખેલુ વાચ્યુ " આ મકાન સ્ટોફેશર અને તેની પત્નિ ગરટ્રયુડે ૧૩૦૭ ખ્રિસ્તાબ્દમા બધાવ્યુ છે '...' જે સદ્ભાવથી કામ કરે છે, તે શાન્તિથી વિશ્રામ મેળવે છે "

પૂલ ઓળંગી ગેસ્લર મકાનની સન્મુખ આવી ઉભો તેનુ લોહી ઉષ્ણુ બન્યુ હતું અને મુખ પર અગ્નિની જ્વાળાઓ પ્રસરી હોય એમ લાગતું હતું; જાણે આખા શરીરનુ લોહી ત્યાજ એકત્ર થયુ હોય ! આ મકાન પર આટલો બધો પૈસો શા માટે વ્યર્થ વ્યય કરવામા આવ્યો હશે, એ વિચારથી તે વધારે ઉત્તેજીત બન્યો એટલો પૈસો રાજ્યને ઘણોજ ઉપયોગી થઇ પડત, એમ તેને લાગ્યુ. પરંતુ હવે બધાયુ તે નબંધાયુ થવાનુ ન હતું એને નબંધાયુ કરવામા આવે તો વાપરેલો પૈસો ધૂળમા મળી જાય માટે એનો ઉપયોગ તો મારા જેવા શાસનકર્તાએ જ કરવો જોઇએ. ખેડુતો માટે તો સડેલી ઝુપડી જ સારી, એવા વિચારો એક પછી એક તેના મગજમા આવવા લાગ્યા.

મકાનના દરવાજા આગળ એક ઉંચુ વૃક્ષ ઉગેલુ હતું એ વૃક્ષની છાયામા એક કાષ્ટની માટી પર મકાનનો માલિક, સ્ટોફેશર

બેઠેલો હતો. શાસનકર્તાને આવતો જોઇ તે એકદમ ઉભો થયો. ગેસ્લરના માનમાં ટોપી ઉતારી "પધારો સરકાર" કહી તે આગતા સ્વાગતા કરવા લાગ્યો.

ગેસ્લરે ઉદ્ધતાઇને ક્રોધમાં પ્રતિનમસ્કાર ન કર્યા. "આ મકાન કોનું છે!" એજ પ્રશ્નથી તેણે વાત ઉપાડી, જો કે મકાન કોનું છે એ તે સારી પેઠે જાણતો હતો. આ પ્રશ્ન પૂછવાનો તેનો મુખ્ય હેતુ તો સ્ટોફેશર પ્રત્યુત્તર આપતા કાંઇ ગુન્હો કરે, એ હતો. એ ગુન્હાના આધારે, સ્ટોફેશરનું સર્વસ્વ લૂંટવાનો તેનો ઇરાદો હતો.

સ્ટોફેશર દુનિયાનો ખાધેલો મનુષ્ય હતો. તેણે જોયું કે ગેસ્લર ક્રોધમાં છે, તેથી સંભાળીને કામ કરવું જોઇએ. તેણે ચતુરાઇથી, શાંત રીતે નમ્ર ઉત્તર આપ્યો: "હજુર! આ મકાન, મહાન જર્મન સમ્રાટનું છે. આપના અનુગ્રહથી આ દાસે, એ સમ્રાટની સેવા બજાવવા આ મકાનનો આશ્રય લીધો છે."

"ખબર છે કે આ પ્રદેશનો શાસનકર્તા હું છું, સમ્રાટના પ્રતિનિધિરૂપ હું છું. મારા રાજ્યમાં, મારી અનુમતિ સિવાય, હું કોઇ પણ કૃષકને તેમની ઇચ્છા પ્રમાણે મકાનો બાંધવા દઇશ નહિ. કેટલી બધી ધૃષ્ટતા! જાણે મોટા શાહુકારો બન્યા હોય એમ, જમીનદારોની માફક, અમીરોની માફક અમનચમનમાં રહેવા લાગ્યા છો. મારી પરવાનગી સિવાય આ કામ કર્યું છે માટે તેનું ફળ ચાખવું પડશે, તારે શીક્ષા ભોગવવીજ પડશે, સમજ્યો." પ્રભાવ પાડતો, અમલ બજાવતો અને ધમકી આપતો ગેસ્લર ક્રોધમાં ધુરક્યો.

સ્ટોફેશર શાંત ઉભો રહ્યો. અત્યારે તે ગેસ્લરના સાહસામાંથી છટકી ગયો હતો. ગેસ્લરની બડાશો વ્યર્થ ગઇ; સ્ટોફેશરનો એકે

ગુન્હો તેને હાથ લાગ્યો નહિ. ગેસ્લર એક ગવર્નર હતો એટલે સર્વસત્તા તેના હાથમા હતી. તેણે 'તે નહિ તો તારા બાપે ગાળ દીધી હતી' એ વાતવાળા વરૂ જેવું કર્યું અને સ્ટોફેશરને ધમધમાવ્યો. સ્ટોફેશર તરફ ક્રૂર દૃષ્ટિ ફેંકી તે મિત્ર સહિત દુર્ગ તરફ રવાના થઇ ગયો.

સ્ટોફેશર, જતા ઝાલીમ તરફ જોઇ રહ્યો. તેનું વદન વિષાદથી ઘેરાયું. હતાશ થઇ, ભાવિમા શું નિર્માણ થયું છે તેના વિચાર કરવા લાગ્યો: શોકસાગરમાથી ઉદ્ભવેલા વિચારવમળમા તે ગુંચાયો. નિરાશામા કપાળે હાથ દઇ, ચિંતામગ્ન બની તે બાંકીપર ધડ દઈ બેઠો. તેની શૂન્ય દૃષ્ટિ, સામે જણાતા હિમાચ્છન્ન પર્વતો પર સ્થિર થઇ આગળ પાછળનું તેને ભાન ન રહ્યું તેનો જીવ અત્યારે ઉંડો ઉતરી ગયો હતો.

બાંકીની બીજી બાજુએ તેની સ્ત્રી આવીને બેઠી એની પણ તેને ખબર ન પડી. ગરટ્રુડે પતિને ઉદ્વિગ્ન દશામા જોયો તેથી તે થોડીવાર સુધી નિઃશબ્દ બેઠી પરંતુ પતિનુ દુઃખ તેનાથી જોયું ગયું નહિ. પતિના ખભા પર તેણે ધીમેથી હાથ મૂક્યો, અને મૃદુ અવાજે બોલી· "વરનર! તમે આજે ઉદાસીન કેમ જણાઓ છો? કાંઇ દુઃખ થાય છે"

હસ્તસ્પર્શથી વરનર નિદ્રામાથી જાગ્યો હોય એમ ઝબકી ઉઠ્યો. તેણે સ્નેહાળ પત્નિ ગરટ્રુડને સામે જોઇ. એણે જોયુ કે પતિ મારી સ્થિતિથી દીલગીર થઈ છે, તેથી તે વાત ઉડાવવા, હર્ષનો ઢોળ કરતો ન્હીકું હસી બોલ્યો "મને તો કાંઇ થતું નથી."

"સત્યવાત શા માટે છુપાવો છો? નાનુ બાળક હોઉં એમ

મને ઉડાવતા નહિ. તમારા વદન પરની રેખાઓ સ્પષ્ટ વ્યક્ત કરે છે કે તમારા દિલમાં કાંઇ ભારે દુઃખ છે. તમારા પર કોઇ મહાન વિપદ આવી પડી હોય એમ મને નિશ્ચય લાગે છે. પૈસે ટકે તો તમે દુઃખી નથીઃ રહેવાને આ સ્વચ્છ ને સુંદર મકાન છે. આપણા અન્નના કોઠારો ભરપુર છે. તમે આટલા બધા કેમ ઉદાસ છો તે હું સમજતી નથી હું તમારી અર્ધાંગના છું, અર્ધા દુઃખોની ભાગિની છું. કાંઈ એકલા સંસારના સુખ માટે હું તમારી સહચરી સરજાયલી નથી. લગ્નની પવિત્ર ગાંઠથી તમારા સુખદુઃખ સર્વમા, મને હક મળેલો છે. એ હક્કના આધારે હુ તમને કહું છું કે તમે મને તમારૂં દુઃખ જણાવો; અને તેમા મને ભાગ લેવા દો. આપણે એ સર્વ દુઃખો સહન કરીશું."

પત્નિનો પ્રેમ, તેની પોતા તરફ અત્યંત લાગણી જોઈ સ્ટોફેશરથી રહેવાયું નહિ. તે ગળગળો થઇ ગયો અને બોલ્યોઃ "ગરટ્રુડ ! ખોટું લગાડીશ મા ! તને દુઃખી ન કરવા માટેજ મેં વાત ઉડાવી હતી. હું અત્યારે ગહન વિપત્તિમા આવી પડયો છું; શાસનકર્તા ગેસ્લરની આંખમા હું આવ્યો છું. એ હમણા જ અહિંથી ગયો."

ગેસ્લરનું નામ સાંભળતાં જ ગરટ્રુડના પેટમા ફાળ પડી. એના અત્યાચારોની વાત તે દરરોજ સાંભળતી. તેણે વિહ્વળ થઇ એકદમ પૂછ્યુંઃ "તમારૂં કાંઇ અનિષ્ટ કર્યું નથીને ?" એ પ્રશ્નમા ભયસંદેહ હતો.

"હજુ સુધી તો તેણે કાંઇ કર્યું નથી" એ શબ્દો સાંભળતા ગરટ્રુડને ટાઢક વળી સ્ટોફેશરે આગળ ચલાવ્યુંઃ "... પણ આપણે આ મકાન બંધાવ્યું તેથી તે ખીજાયો છે. એના ક્રોધથી આ જમીન, જેના પર મકાન ઉભું છે, તે ધ્રુજે છે. એ ગયો ત્યારે મારા તરફ કાતીલ

નજરથી જોતા ગયો છે. મને ભય છે કે તે કાઇને કાઇ કરવાનોજ આપણને એ દુઃખના ડુંગરા નીચે દબાની દેશે, આપણું આ મકાન તફડાવી લઇ આપણને નિરાધાર બનાવશે, એવી મને દહેશત રહે છે. એ એની ધમકી ને અમલમા મૂકશેજ, એમા એને કોઇ રોકનાર નથી, અને એના પંઝામાથી આપણું કોઇ બચાવનાર નથી. એની ક્રોધપૂર્ણ મૂર્તિ અને કાતીલ નજર, મારી આખો સામુ તરે છે અને મને કપારી છૂટે છે આમાથી ઉગરવાનો એકે રસ્તો જડતો નથી" બોલતા બોલતા સ્ટોફેશરનો સુર ધીમો પડી ગયો, તેના મુખપર નિરાશાના ચિન્હો જણાયા. એક દુખનો દીર્ઘ નિશ્વાસ નાખી તે શાત થયો.

ગેસ્સરની ધમકી સાભળતા અને પતિની ભયપૂર્ણ દશા જોઇ, ગરટ્યુડનું મુખકમલ ચીમળાયું. એના વદન પર વિષાદના વાદળ છવાયા એ સ્થિતિ ક્ષણવારજ રહી એકા એક તેનું મો લાલચોળ બન્યુ અને નેત્રકમળ ક્રોધથી વીકસ્યા. એમાથી અગ્નિ વરસી હમણા પૃથ્વીને બાળી ભસ્મ કરી નાખશે એમ જણાતું હતુ ' તે અત્યંત આવેગથી બોલી ઉઠી "આપણે કયા સુધી આવી ગુલામીમા સડયા કરીશુ ? કયા સુધી આપણે આ અત્યાચારીઓના અમલમા પીલાઇશુ ? અરે જો હુ પુરૂષ હોત !"

બોલતા બોલતા ગરટ્યુડ ઉત્તેજીત થઇ ગઇ ખ ટી પરથી ઉભા થઇ તેણે ગૃહાડગણમા આટા મારવા માડયા આટા મારતે મારતે તેણે ઝડપથી ઉડા વિચારો કર્યા એ વિચારો વિજળીની જેમ તેના ઉત્તેજીત મગજ પર ઝબુકતા હતા છેવટે સ્ટોફેશર સામુ તે આવીને ઉભી અને બોલી "સ્વામીનાથ ! હું જે કહું તે ધ્યાન દઇને સાભળજો, મારી અવગણના કરશો નહિ. અત્યારે '**ધાયેષુ મંત્રી**' જેવી મને માનજો

પ્રત્યક્ષ અત્યાચારપીડિત નિરાધાર પ્રજાનું ક્રન્દન સર્વત્ર સંભળાય છે. દરરોજ અન્યાયી કાર્યોનો અમલ થતો સાંભળવામાં આવે છે. સ્વીઝના વતનીઓ જુલમગાર શાસનકર્તાની જોહુકમીના ભોગ બની, પ્રતિમુહૂર્ત પ્રભુ પાસે મૃત્યુ માગે છે. યુરી અને અન્ટરવેલ્ડન પ્રદેશોમાં પણ અત્યાચારોનો સિદ્ધિ તોફાને ચડ્યો છે. સ્વીટ્ઝરલેન્ડ દેશ દુઃખપૂર્ણ દશામાં દષ્ટિગોચર થાય છે. આપણે બહુ સહન કર્યું છે. નમતું આપી સહન કરવાના દહાડા હવે ગયા છે. એ અત્યાચારો સામે આપણે હવે ઉઠવું જોઇએ, એનો પ્રતિકાર કરવો જોઇએ ઓસ્ટ્રીયા આપણી સ્વતંત્રતા લૂટી લેવા માગે છે, આપણને ગુલામો બનાવવા માગે છે. બળવો ઉઠાવી આપણે તેમની સામે થવું જોઇએ, એ પરદેશી શાસનકર્તાઓને દેશમાંથી હાંકી કાઢવા જોઇએ.

તમે મિત્રો સાથે મળી ગુપ્ત રીતે તૈયારીઓ કરો, ઓસ્ટ્રીયનો સામે થવા ચળવળ ઉભી કરો. હતાશ થઇ બેસી રહેવાનો આ સમય નથી. વિચારો કરવાનો આ વખત નથી, પરંતુ એકદમ કાર્યમાં પ્રવૃત્ત થવાનો આ કટોકટીનો સમય છે. વિશ્વાસ મૂકી શકાય, હૃદય ખોલીને વાત કરાય એવા, અન્ટરવેલ્ડન અને યુરી પ્રદેશોમાં, તમારે કોઇ મિત્રો છે ?"

ગરટ્રુડના શબ્દે શબ્દમાં સ્ટોફેચરને સત્ય ભાસ્યું. સ્વીટ્ઝરલેન્ડની ભયંકર દશાથી તે અજ્ઞાત ન હતો. દેશોદ્ધાર કરવા માટે પત્નિએ બતાવેલો માર્ગ તેને ગળે ઉતર્યો અને તે બોલ્યોઃ "હા, ત્યાંની પ્રધાન અને મુખ્ય વ્યક્તિઓને હું બરાબર ઓળખું છુ, અને તેમાં કેટલાક તો મારા જીગરજાન દોસ્તો છે યુરી પ્રદેશમાં વૃદ્ધ

વોલ્ટર ફર્સ્ટ સાથે મારે ગાઢ મિત્રાચારી છે અને અન્ટરવોલ્ડન પ્રદેશમાં મારો પ્રિય મિત્ર હેનરી છે." બીચારા સ્ટોફેશરને ખબર ન હતી કે તેના મિત્ર હેનરીની શી દશા થઇ છે! એ અજ્ઞાનને લીધે તેને મિત્રનું નામ ઉચ્ચારતા હર્ષ થયો.

આ આશાજનક વાત સાંભળી ગરટ્રયુડ પ્રફુલ્લ બની: આ વાતે તેના વિચારોને સહાનુભૂતિ દર્શાવી હોય એમ એને લાગ્યું. તેણે કહ્યું: "ત્યારે તમે એકદમ તેમને મળો; અને ભેગા મળી દેશોદ્ધારની ચળવળ ચલાવો. સ્વદેશ માટે જો યુદ્ધ કરતા યમરાજના દ્વારે પહોંચીએ તો પણ આપણે ધૈર્ય ખોવું ન જોઇએ. સ્વાધીનતાની રક્ષા કરતા મરણ આવે, તો તે મરણ નથી પણ સ્વર્ગપ્રાપ્તિ છે."

"ગરટ્રયુડ તેં મારા શાંત જીવનમા અદ્દભૂત શક્તિનો સંચાર કર્યો છે. શાસનકર્તાના અત્યાચારો હું સહન કરત પણ તેની સામે ન થાત, પણ આજ મારામાં સ્ફૂર્તિ અને ચૈતન્ય પ્રસરી રહ્યું છે. મારા હતાશ થયલા હૃદયમા તેં આશાના અંકુરો રોપ્યા છે. **શુભસ્ય શીઘ્રં**. કાલે સવારે જ હું તેમની મુલાકાતે જઇશ અને દેશબંધુઓના દુઃખ નજરે નિહાળીશ."

"આપણી આશા અવશ્ય ફળીભૂત થવીજ જોઇએ." પતિના વિચારોને દૃઢ કરતા, હિંમતથી ગરટ્રયુડ બોલી. તેનું ચામુન્ડા સ્વરૂપ અત્યારે તિરોભૂત થયું હતું. નેત્રોમાં તેનો ક્રોધાગ્નિ બુઝાઇ ગયો હતો. પતિ પત્નિ આનંદમા ભેટયાં; આનંદ એટલા માટેજ કે દેશોદ્ધાર કરતાં તેમણે સર્વસ્વનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો હતો.

ૐ

# પ્રકરણ ૪ થું.



## શયતાનનું શાસન.

સ્ટોફેશ એ શ્વીઝ પ્રદેશનો વતની હતો; અને એના પ્રદેશમાં એ લોકપ્રિય હતો. સ્વીઝ પ્રજાનાં દુઃખોથી સ્ટોફેશર સારી પેઠે જ્ઞાત હતો, પરંતુ તેણે પ્રતીકારનાં પગલાં લીધાં નહતાં. પ્રજા અત્યાચારોથી કંટાળી ગઇ હતી, અને વધુ સહન કરી શકતી ન હતી. શાસનકર્તા સામે થવાની તેની હિંમત ચાલતી ન હતી કારણ કે તે નેતાવિહીન હતી. સ્ટોફેશર શાસનકર્તાના પશુબળ સામે થવામાં મુર્ખાઇ સમજતો હતો, કારણ કે પોતાનો પક્ષ નાનો અને દુર્બળ હતો. આથી સૌ મુંગે મોઢે જૂલ્મો સહન કરતા હતા. ગરટ્રુડની સલાહે તેના પર અજબ અસર કરી અને શાસનકર્તાઓ સામે થવા તેણે નિશ્ચય કર્યો. સ્વીઝ પ્રદેશની પ્રજા તૈયાર જ હતી; અને સ્ટોફેશરના હકારની જ વાટ જોતી હતી.

બીજે દિવસે સવારમાં સ્ટોફેશરે યુરી પ્રદેશ તરફ પ્રયાણ કર્યું. યુરી પ્રદેશના ગામડે ગામડે તે ફર્યો અને ત્યાંના ખેડુતો અને પ્રાકૃત પ્રજાનાં દુઃખો નજરે જોયાં, ગામડાંઓની હાલત બહુજ હૃદયદ્રાવક હતી. લોકો ઓસ્ટ્રીયાના શાસનથી ત્રાહી ત્રાહી પોકારી રહ્યા હતા. સર્વેના મુખમાં અત્યાચારો ને અન્યાયી કાર્યોની વાત હતી. સૌ ગેસ્લરનું નામ ઘૃણાસહિત ઉચ્ચારતા અને તેના શાસન સામે બુમો પાડતા હતા. લોકોને માથે યુરી પ્રદેશમાં મોટામાં મોટું દુઃખ 'યુરીદમન દુર્ગ' હતું. એ દુર્ગ હજુ સંપૂર્ણ બંધાયો ન હતો ત્યાર પહેલાં તો ગેસ્લેર લોકોને પકડી તેમાં પૂરવા માંડ્યા હતા. કેટલાય અભાગી

જીવો એ અધારી કોટડીઓના નિવાસી બન્યા હતા, એમના બાન બન્યા ઘેર કકળતા હતા.

સ્ટોફેશરે એ દુર્ગને જોયો પોતાના દેશબંધુઓના ભક્ષકને નજરે નીહાળ્યો લોકોના દુખ સાભળી તેનો જીવ રેસાઇ ગયો દુર્ગ તરફ દષ્ટિ કે કતાજ તેના નેત્રો ભીના થયા અને તે મનમા બોલ્યો, "સ્વાતન્ત્યના અધિવાસ, ઓ યુરી પ્રદેશ! તારી આ દશા! સ્વીટ્ઝર્લેન્ડ! તારી આ દશા જોતા મારૂ હૃદય ચીરાય છે! આ ગુલામીમાથી સત્વર ઉદ્ધાર થવો જોઇએ!"

એક દીર્ઘ નિશ્વાસ મૂકી, યુરીદમન દુર્ગ તરફ કરૂણા અને ધૃણાપૂર્ણ એક દષ્ટિપાત કરી—કરૂણા એટલા જ માટે કે પોતાના દેશબંધુઓ એમા સબડતા હતા તેમના પ્રત્યે દયા ઉદ્દભવવાથી, અને ધૃણા શાસનકર્તાના અત્યાચારોમા તે સહાયભૂત થતો હતો માટે,—સ્ટોફેશરે એલ્ટોર્ફમા વસતા પોતાના મિત્ર વોલ્ટરફર્સ્ટને ત્યા જવાનો રસ્તો લીધો. અત્યારે તેના હૃદયને એક પ્રકારની શાતિ હતી કારણ કે શાસનકર્તાઓ સામે ધવા પ્રજા તૈયાર હતી તે સ્વતત્રતા મેળવવા એકે શ્વાસે ખડી હતી, એ માટે તેનામા ઉત્સાહ હતો.

એલ્ટોર્ફ ગ્રામના રસ્તા પર લોકો ભેગા થયા હતા, એ રસ્તા પર સૈનિકોની પલટણ આવી હતી બેન્ડ વાગતું હતું અને એના ધ્વનિથી આકર્ષાય લોકો જોવાને આવ્યા હતા, અને હજુય કેટલાક આવતા હતા શાસનકર્તાના સૈન્યને જોઇ તેમનામા ભય ઉત્પન્ન થતો હતો, શાસનકર્તા વા તેના નોકરોની પાછળ, અત્યાચાર વા અન્યાયી કર્મનું અનુસરણ હોય એમ પ્રજાજનોને અનુભવથી ખાત્રી થઇ હતી એ પલટણમાના એક સૈનિકના હાથમા લાબો સ્તભ હતો, અને એક

બીજાના હાથમાં મયૂરપૂચ્છશોભિત એક રાતી ટોપી હતી. સૈનિકોની પાછળ લોકો ટોળું વળી ગયા હતા. સૈનિકોએ ગૃહોથી પરિવેષ્ટિત અને વૃક્ષોની છાયાથી શાંત બનેલી ચાર રસ્તાવાળી જગ્યા આગળ ઉભા રહી, ચારે દિશામાં નજર ફેરવી.

લોકોમા હોહા થઇ રહી હતી, ખુસરાણ મચ્યું હતું. દરેક જણ **શું** છે એ જોવા, ધક્કા મારી આગળ આવવા પ્રયત્ન કરતા હતા. સ્તંભ ને ટોપી જોઇ લોકો અજાયબીમાં ગરક થયા હતાં. શું છે એ કોઇ સમજી શકતું ન હતું. - - -

વેલ્ટરને મકાને જતાં સ્ટોફેશર આ રસ્તાની નિકટમાં આવ્યો. લોકોના ખુસરાણથી તેનું ધ્યાન તે તરફ ખેંચાયું. એણે લોકોનું ટોળું એકત્ર થયલું જોયું. બેન્ડ વાગતું બંધ પડ્યું હતું એટલે પલ્ટણ વિષે તેને ખબર ન પડી; પલ્ટણની ચારે બાજુએ લોકોની જમાવટ હતી એટલે તેને તે જોઇ શક્યો નહિ. શું છે, એ જોવા તે એ સ્થળ તરફ વળ્યો. સૈનિકોની પલ્ટણ, સ્તંભ ને ટોપી જોતાં એ આશ્ચર્ય-સાગરમાં ડૂબ્યો. સૈનિકો શું કરે છે એ જોવા સૌ આતુરનયને ઉભા હતા; તે પણ ઉભો.

"આને આપણે ક્યા ઉભો કરીશું ?" એક સૈનિક બોલ્યો.

"અહિં જ ચાર રસ્તા આગળ ઠીક પડશે." બીજાએ પ્રત્યુત્તર આપ્યો.

"બરાબર છે. અહિં ચાર રસ્તા ભેગા થાય છે, એટલે જગ્યા સારી છે." ત્રીજાએ પોતાનો વિચાર જાહેર કર્યો.

"હા, હા, આ જગ્યા સારી છે. લોકોને અહિંથી પસાર થવું જ પડશે." એક જણે ટેકો આપતા કહ્યું.

વિચાર સર્વમાન્ય થયો. સ્તંભ રોપવા માટે કેટલાક સૈનિકો ખાડો ખોદવામાં પ્રવૃત્ત થયા અને કેટલાક એકત્ર થયલા લોકોને આઘે કાઢવામા રોકાયા. સ્તંભની ટોચે ટોપીને સ્થાપન કરવામા આવીઃ અને એ ઉંચા સ્તંભને ચાર રસ્તા આગળ ઉભો કરવામા આવ્યો. જાણે કોઇ ઉંચો પણ સુક્કલકડી રાક્ષસ ઉભો હોય એમ સર્વને લાગ્યુ !

ઉત્સુકતા ને ભયે લોકોને હચમચાવ્યા. ટોપી પહેરાવેલો સ્તંભ શા માટે ઉભો કરવામા આવ્યો છે, એની કોઇને સમજ પડી નહિ. સ્ટૉફેચુર પણ દાઢીએ હાથ દઇ વિચાર કરતો ઉભો.

સ્તભનિર્માણની ક્રિયા પુરી થતાં એક સૈનિક આગળ આવી તતુડુ બજાવ્યુ, અને સકલ જનસમૂહને શાંત રહેવાની સૂચના આપી. પ્રજાજનમા અવાજો બધ પડયા અને એ સ્થળ પર શાતિનું સામ્રાજ્ય પ્રસર્યું એ શાંત થયલા વાતાવરણમાં સૈનિકનો અવાજ સ્પષ્ટ સંભળાયો "પ્રજાજનો ! ધ્યાન દઇ સમ્રાટનો સદેશો સાભળો. આ પેલી સ્તભ પર ઉંચે લટકતી ટોપી જોઇ ? એ સમ્રાટના આદેશથી જ અહિં મૂકવામાં આવી છે. સમ્રાટની આજ્ઞા છે કે દરેક સ્વીસ માણસે અહિંથી પસાર થતા, આ ટોપીને સલામ કરવી, અને તેને માન આપવું. એ ટોપીને તમારે ખુદ સમ્રાટ માનવી, અને તમે જેમ સમ્રાટનું સન્માન કરો છો તેમ તમારે એનું કરવુ આ આજ્ઞાનું જે મનુષ્ય ઉલ્લંઘન કરશે તેને સખત શીક્ષા કરવામા આવશે માટે સર્વેએ એ ટોપીને સલામ કરીને આ રસ્તેથી પસાર થવું."

સૈનિકનું ભાષણ પુરૂં થયું; સૈન્ય બેંડ વગાડતું કૂચ કરી ગયું. આ જગ્યાએ પહેરો ભર ત્ર એક ઑસ્ટ્રિયન સૈનિક ઉભો એ

સૈનિક સ્વીસ લોકો પર ખહુ જ દાઝે બળતો હતો. આજે એ દાઝ વાળવાનો દાવ આવ્યો હતો, અને કેટલાય સ્વીસ લોકોને હાથકડી પહેરાવવાનો તેણે નિશ્ચય કર્યો.

પલટણની પુઠે લોકોનું ટોળું ચોક સુધી ગયું. એ કૂચ કરી જતા સૈન્યની પાછળ, પ્રજાજન તીરસ્કારમાં, કટાક્ષમા અને દુશ્મનાવટ હોય એમ જોઇ રહ્યા. શયતાન રાજ્યકર્તાના આ નવીન આદેશથી તે ઉત્તેજીત થયા. એક જણ બોલી ઉઠયો: "આ કામ પેલા જૂગારી ગેસ્લરનું છે એણે આ નવું પોત પ્રકાશ્યું છે."

"આવી વિચિત્ર ઘટના કદાપિ સાંભળવામા આવી છે ખરી?" એક બીજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"કંઇ એનું ભેજું ગેપ થયું હશે, નહિ તો આવો મૂર્ખાઇ-ભરેલો વિચાર એને ન સુઝે." ત્રીજાએ નવો પ્રશ્ન કાઢયો.

"ટોપીને સલામ! વાહ, અને તે વળી પેલા શયતાન ગેસ્લ-રની." ટોળામાથી એક અવાજ આવ્યો. લોકો જાણતા હતા કે આ ટોપી સમ્રાટની નથી, પરંતુ ગેસ્લરની છે.

"ધીક્કાર છે એ શાસનકર્તાને! એનું શાસન અને એના આદેશો પણ એના જેવાજ છે."

પ્રજાજનોએ આમ અંદર અંદર વાતો કરવા માંડી

સ્વતંત્ર અને સ્વમાનાભિમાની લોકોને આ નવું અપમાન હતું: તેમના સ્વાધીન જીવનને આ એક નવો પ્રહાર હતો. પૂર્વે તેમણે કદાપિ સમ્રાટની અવગણના કરી ન હતી, અને તેના પ્રતિનિધીઓનું સન્માન કર્યું હતું. એ વખતમા લોકો કાયદાનું ઉલ્લંઘન કરતા નહિ,

અને હુકમનો અનાદર કરતા નહિ, કારણ કે એ કાયદાઓ અને એ આદેશો રક્ષણ માટે હતા. પરંતુ આ શાસનકર્તા તો રાક્ષસ હતોઃ અને લોભી ને ક્રૂર સમ્રાટની એને પૂર્ણ સહાય હતી. આ શાસનકર્તાના કાયદાઓ અને તેનું શાસન તેમને ગુલામીની બેડીઓમા જકડતું હતું, અને તેથી જ તેમને એ અમાન્ય હતું. કયો સ્વાતંત્ર્યઉપાસક, એ શયતાન શાસનકર્તાની ટોપીને સલામ કરે, નીચાવળી નમન કરે! સ્વીસ લોકોને એ તદ્દન અસહ્ય નીવડ્યુંઃ ગુલામી એજ આનું નામ એમ તેમને લાગ્યું. પરંતુ અત્યારે તેઓ કશું કરી શકે તેમ ન હતા. તેઓ અસહાય હતા, તેમને કોઇ દોરનાર ન હતું. આથી દુખી હૃદયે તે વિખરાવા લાગ્યા; અને શાસનકર્તાને હજારો શાપો આપતા ગયા.

શયતાનનું શાસન સાભળતાજ સ્ટોફેશરના માથાથી તે પગ સુધી રૂંવા ઉભા થઇ ગયા. આવા હલકટ ને અપમાનસૂચક આદેશો પ્રત્યે તેને તીરસ્કાર આવ્યો. પોતાનો નિશ્ચય દૃઢીભૂત થયોઃ અને લોકોની લાગણી જોઇ, એ કામમા વિજય પ્રાપ્ત થશે એમ તેનામાં આશા બંધાઇ. ક્રોધીત મને તે વોલ્ટર ફર્સ્ટના મકાન તરફ ચાલ્યો ગયો. એનું મગજ અત્યારે વિચારોથી ભરપૂર હતું, અને એ વિચારોના ભારથી જાણે તે ધીમો ચાલતો હોય, એમ તેના પગ ધીરે ઉપાડતા હતા.

જોતજોતામા એ રસ્તો નિર્જન બન્યો. માત્ર ટોપીની રક્ષા કરનાર સૈનિક જ ત્યા ઉભો ઉભો મક્ષિકામર્દન કરતો હતો, અને ભક્ષની તલાસમા ચારે તરફ થોડી થોડીવારે ડોળા ફેરવતો હતો.



## પ્રકરણ ૫ મું.



### શપથ સ્વીકાર.

વૉલ્ટરફર્સ્ટ પ્રજાપક્ષનો મનુષ્ય હતો, સ્વતંત્રતાનો હિમાયતી હતો, દેશની દાઝ જાણતો હતો; અને દેશબંધુઓને સ્હાય કરવાના ઉપાયો લેતો હતો. તે અતિ વૃદ્ધ ને અનુભવી માણસ હતો અને લોકો તેનો પડતો બોલ ઝીલવાને તૈયાર હતા. પરંતુ આ વૃદ્ધ દેશનેતા ઉતાવળો થતો નહિ. તે જાણ્યાબુઝ્યા વિના, વગર વિચાર્યે કોઈ પણ કામ કરતો નહિ. હદ ઉપરાંત જતા પહેલાં તે સંપૂર્ણ વિચાર કરતો. બને ત્યાં સુધી સહન કરવું જોઇએ, એજ તેનો લોકોને ઉપદેશ હતો.

આગળ જણાવ્યો પ્રમાણે આરનોલ્ડ, શાસનકર્તા લેન્ડનબર્ગના અમલદારને મારી ક્યાંય પલાયન થઈ ગયો હતો: અને તેનો પત્તો પણ ન હતો. આરનોલ્ડ આ વૃદ્ધ સ્વદેશપ્રેમીને ત્યાંજ સંતાયો હતો: આરનોલ્ડનો પિતા અને વોલ્ટરફર્સ્ટ બન્ને પરમ મિત્રો હતા એટલે મિત્ર અને દેશનેતાના રક્ષણમા તે આવ્યો હતો. વૃદ્ધ વોલ્ટરને આરનોલ્ડનું પગલું અવિચારી લાગ્યું; અને તેણે યુવકને સહન કરવાનો ઉપદેશ આપ્યો. આરનોલ્ડને મકાનમાં ગોંધાઇ રહેવું પડતું કારણ કે શાસનકર્તાના મંત્રશોધકો તેની શોધમા હતા. આરનોલ્ડનો દેહ અહિં હતો પરંતુ તેનો જીવ તેના વૃદ્ધ પિતા પાસે હતો: પિતા માટે તેનો જીવ અસંત બળતો હતો. શાસનકર્તાની આખમાં ખૂંચતા વૃદ્ધ પિતાની, પોતાના પલાયન કરી ગયા પછી શી દુર્દશા થશે એ વિચાર

તેને કારાની માફક સોકાતો હતો અને તે બહુજ દુખી થતો હતો પિતાને મળવા માટે તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો પણ વૃદ્ધ વોલ્ટરે તેને તેમ કરતો અટકાવ્યો હતો તેણે આરનોલ્ડને ધૈર્યાવલંબન કરવાનુ કહ્યું અને અન્ટરવોલ્ડનની ખબર લાવવા એક દૂતને મોકલ્યો

થોડા દિવસમા આરનોલ્ડને તેના પિતાની દુર્દશાના સમાચાર મળ્યા પિતાને અધ બનાવવામા આવ્યા છે, તેમની આખોમા ધીગધીગતા લોખડના સળીયા ઘોચી તે રાક્ષસી રીતે ફોડી નાખવામા આવી છે, એ હકીકત આરનોલ્ડથી સાભળી શકાઇ નહિ તેની આખે અધારા આવ્યા, તેનો શ્વાસ રૂધાયો અને તેણે ધ્રુસ્કા ખાવા માડ્યા. વૃદ્ધ પ્રિય પિતાનું દુખ સાભળી તે રડ્યો, અને તે દ્વારા તેનો શોક ઓછો થયો પોતાના વર્તનથીજ પિતાની આ દુર્દશા થઇ છે, એ જોઇ આરનોલ્ડનુ કાળજુ કપાયુ તેણે વિચાર્યું 'અરેરે' મારે લીધે પિતાજી તદ્દન અધ બન્યા છે અને મારી પાસે બે આખો છે મારી બે આખો એમને શા કામની? હું મારી એક આખ એમને આપુ, પણ તે તો બને તેમ નથી આખનુ નૂર આપ્યું અપાતુ નથી એતો ઇશ્વરી બક્ષીસ છે સૌકો તેજ માટે તલસે છે, છોડવાઓ પણ તેજ તરફ જ વળે છે પરતુ મારા પિતાનુ તેજ લૂંટી લેવામા આવ્યુ છે એ તેજને અગ્નિ ચૂસી ગયો છે એમનુ જીવન અંધકારમય બન્યું છે, અને એમને માટે અનત રાત્રિ શરૂ થઇ છે જીવવુ અને જોવુ નહિ, એ ભયકર દુખ પિતા માથે પડ્યુ છે ઓ ભગવાન, તુ એમને સહાય કર!

આરનોલ્ડને જણાવવામા આવ્યુ કે શાસનકર્તાનો અત્યાચાર

આટલેથી બેધ પડ્યો નથી.તેણે તારા પિતાને નિરાધાર, રસ્તાનો રખડતો ભિખારી બનાવ્યો છે, તારી સઘળી માલમિલ્કત લૂંટી લીધી છે, એમ દૂતે જણાવ્યું. હૃદયમાંથી શોક ઓછો થતાં જ, એ જવા શાસનકર્તા તરફના ક્રોધથી પુરાઇ. તેણે તેને તેજ વખતે લેન્ડનબર્ગ પાસે જઈ, તેનાપર વેર લેવાનો નિશ્ચય કર્યો: એનામાં સખત ઝનુન ભરાયું. પરંતુ વૃદ્ધ વૉલ્ટર ઠરેલ માણસ હતો, અને તેણે આ દુઃખથી ઉત્તેજીત થયલા યુવાનને રોકયો, અને અનુભવની વાતો કહી તેને શાંત કર્યો. છૂપી રીતે રાત્રે એક રક્ષક સહિત વૉલ્ટરની અનુમતિથી તે પિતાને આશ્વાસન આપવા, દુઃખની વાતો કરવા, હૃદયનો ભાર ખાલી કરવા ગયો. પિતા પુત્ર વચ્ચેનું એ મિલન વાચક જ વિચારી લે એ અત્યુત્તમ છે. એ પ્રથમ મિલન પછી, આરનોલ્ડ પિતાની મુલાકાતે કેટલીય વખત છાનોમાનો જતો; અને મિત્રોને મળી આવતો.

લેન્ડનબર્ગના ગુપ્તચરો આરનોલ્ડની તપાસ કરતા હતા એટલે તે વૉલ્ટરફર્સ્ટના મકાનમાં જ સંતાઇ રહ્યો હતો. દિવસે આરનોલ્ડ સમૂળગો ઘરની બહાર નીકળતો નહિ કારણ કે પકડાઇ જવાની મોટી દહેશત હતી.

વૉલ્ટર અને આરનોલ્ડ, શાસનકર્તાના અત્યાચારો, પ્રજાનું દુઃખ અને સ્વદેશની દુર્દશા વિષે વાતો કરતા બેઠા હતાઃ બન્ને જણ આખો દિવસ, ઘણું ખરૂં દેશની જ વાતો કરતા. બારણે કોઈ ઠોકતું હોય એવો અવાજ આવ્યો. બન્ને વાતો કરતા બંધ પડયા અને ચમકયા. એમને એમ ભય લાગ્યો કે ગુપ્તચર હશેઃ એ બીતી તેમને દરરોજ સતાવતી હતી. આરનોલ્ડ એકદમ ત્યાંથી નાઠો અને ઠેઠ અંદરના ઓરડામાં સંતાઇ ગયો. એના ગયા પછી વૉલ્ટરે સ્વસ્થ બની દ્વાર

ઉઘાડયું અને દ્વાર ઠોકનાર વ્યક્તિ પર નજર પડતા જ તે હર્ષની ખુશાલીથી બોલી ઉઠયો: "ઓહો તું છે કે? આવ, આવ, મારા મિત્ર વરનર!"

સ્ટોફેશર અને વોલ્ટર બે વચ્ચે ગાઢ મિત્રતા હતી. આવા દુ:ખના દિવસોમા અચાનક મિલન થવાની વોલ્ટરને બહુ જ આનંદ થયો. બન્ને કેટલાય દિવસથી એકમેકને મળવાની ઇચ્છા કરતા હતા; અને સ્ટોફેશરે તે ઇચ્છા અમલમા મૂકી હતી પરંતુ આજે તે અતિ મહત્વના વિષયની મસલત કરવા આવ્યો હતો.

આસન ગ્રહણ કર્યા પછી, શાંત થઇ બન્નેએ વાર્તાલાપ શરૂ કર્યો. હૃદયના અંતરપટ ઉઘાડી સુખદુ:ખની એ બેએ વાતો કરી. હૃદયના ઉંડાણોમાથી ઉભરાઈ આવતા ઉભરા ત્યા ઠલવાયા. દેશમા પ્રસરેલા વાતાવરણની એ બેએ આલોચના કરવા માંડી. સ્ટોફેશરે સ્વીઝ પ્રદેશમા ગેસ્લરના અત્યાચારો, પ્રજાની દયાજનક સ્થિતિ, પોતા પર આવેલી આફત, ગરટ્રયુડની ચાપતા ઉપાય લેવાની સલાહ, અને છેવટે શાસનકર્તાએ એલ્ટોર્ફમા મૂકેલી ટોપી વિગેરે સર્વ બીના વોલ્ટરને જણાવી. તેણે પોતાનો અહિં આવવાનો મુખ્ય ઉદ્દેશ મિત્રને સ્પષ્ટ રીતે સમજાવ્યો, અને કહ્યું, "હું જ્યા ગયો ત્યા લોકો ઓસ્ટ્રીયન સરકારને ધીક્કારતા હતા. શાસનકર્તાના અત્યાચારો ને જૂલ્મોથી પ્રજા કચડાઈ ગઇ છે અને દેશને ગુલામીમા જકડવાની તૈયારીઓ થઇ રહી છે. આથી જૂલ્મગાર સરકાર સામે ઝુંડો વિના વિલંબે ઉભો કરવોજ જોઇએ. આપણા સ્વાતંત્ર્ય ને સ્વમાનની રક્ષા માટે એ ન્યાયી પગલું છે. પ્રજા શાસનકર્તાઓની સામે થવા તૈયાર છે પણ તેને કોઇ દોરનાર નથી આથી આપણે ગુપ્ત રીતે ચળવળ

આરંભીએ, અને શક્તિનો સંગ્રહ કરીએ. ત્યારે આપણી શક્તિ, આપણું બળ જામે ત્યારે આપણે એકદમ બળવો જગાવવો, અને ઓસ્ટ્રીયનોને આપણા દેશમાંથી હાંકી કાઢવા."

સ્ટૉફેશરના કથન પર વોલ્ટરે પૂર્ણ વિચાર કર્યો, અને એ વાત તેના ધ્યાનમાં ઉતરીઃ "શ્રીમતી ગેરટ્રુડ અત્યંત બુદ્ધિમતી છે, તેમની સલાહ યોગ્ય અને સમયોચિત છે. આમ મુંગે મોઢે આપણે હવે અત્યાચારો સહન કરવા ન જોઇએઃ આપણે બહુ સહન કર્યું છે. સરકાર સામે યુદ્ધ કર્યા વિના આપણો જન્મસિદ્ધ હક જળવાશે નહિ, માટે આપણે તેની સામે બાથ ભીડીશું. મરવાનું તો છે જ તો સ્વદેશ રક્ષા કરતા લડાઇમાં મરવું એ અત્યુત્તમ છે. યુરી પ્રદેશને તૈયાર કરવાનું હું માથે લઉં છુ, તમે તમારા સ્વીઝ પ્રદેશની પ્રજાને ઉભી કરો."

"એ ભાર હું અત્યંત આનંદ સાથે ઉપાડી લઉં છું; અને અન્ટરવેલ્ડનું નેતૃત્વપદ હેનરી ખુશીથી સ્વીકારશે એનો પ્રભાવ ત્યાં સારો પડે છે અને..."

સ્ટૉફેશર વાક્ય પુરૂં બોલે ત્યાર પહેલા જ વોલ્ટર બોલી ઉઠયો "ત્યારે, શું તમે તેના વિશે કશું નથી જાણતા ?"

આ પ્રશ્ને સ્ટૉફેશરને આશ્ચર્યસાગરમાં નાખ્યો તે હેનરી પર ગુજારવામાં આવેલા અત્યાચારોથી અજ્ઞાત હતો એટલે તે કાંઇ પણ સમજી શકયો નહિ. તેને સંદેહ પડયો કે કદાચ હેનરીનું અકાળ મૃત્યુ થયું હોય તેથી સ[illegible] બોલ્યો "શું એમનું મૃત્યુ થયું છે ?"

એનું અનિષ્ટ કરવું નહિ, એવી તેમણે પ્રતિજ્ઞા લીધી. તેમણે શપથ લીધા કે આપણે આ બળવો ઓસ્ટ્રીયન સરકાર સામે જ કરાવવાના છીએ, તેમના અત્યાચારોમાંથી બચવા માટેજ આપણા આ પ્રયત્નો છે, અને એ દ્વારા જ આપણે આપણો જન્મસિદ્ધ હક મેળવી શકીશું. સામ્રાજ્ય સામે આપણને દુશ્મનાવટ નથી અને આપણે જર્મનકૈસરનું સર્વોપરી આધિપત્ય સ્વીકારીએ છીએ.

આ ત્રણ વ્યક્તિઓ સ્વીટઝરલેન્ડના ત્રણ મુખ્ય પ્રદેશો, સ્વીઝ યુરી અને અન્ટરવોલ્ડનના પ્રધાન પુરૂષો હતા. ત્રણે જણ પોતપોતાના પ્રાન્તમાં પ્રજાને ઉભી કરવા જવા તૈયાર થયા. સ્વાતંત્ર્ય મેળવવા પ્રજા એકમત હોવી જોઇએ, તેનામાં સંપ હોવો જોઇએ. મહાસમર્થ પ્રજા હોય, પણ જો એનામાં ફાટફુટ હોય તો તેને સ્વતંત્રતા મેળવતા મુશ્કેલીઓ નડે છે. પરંતુ દુર્બલ પ્રજા, જો એકસંપી હોય તો સ્વતંત્રતા હાથવેંતમાં જણાય છે. એકલા મહાપુરૂષો કંઇ સ્વાતંત્ર્ય લાવી શકતા નથી પ્રજાપક્ષની તેમને સંપૂર્ણ સહાનુભૂતિ હોય છે તોજ તે બને છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે લોકોમાં એકસંપ અને સર્વનું એકજ ધ્યેય હોવું જોઇએ. સ્વીટ્ઝરલેન્ડમાં આજ પ્રમાણે હતું અને તેથીજ એ દેશનું સ્વાતંત્ર્ય અમર થયું.

"આપણે હમણાં છુટા પડીશું પરંતુ પુનઃ જલદી મળવું જોઇએ ફરીથી મળવા માટે આપણા માટે આ જગ્યા સુરક્ષીત નથી તેમજ કોઇપણ મનુષ્યના મકાનમાં ભેગા મળવું એ પણ આપણા માટે હિતકર નથી" સ્ટોફેશરે અગત્યની વાત આગળ ધરતા કહ્યું.

વોલ્ટર બોલ્યો. "તારૂં કહેવું ખરૂં છે એ વખતે આપણી સાથે ઘણા માણસો હશે એટલે જગ્યા મોટી જોઇએ, અને આપણે ગુપ્ત રીતે

મળવાનુ હોવાથી કોઇ સુરક્ષીત જગ્યાએ જ એકત્ર થયું જોઇએ. મને એક એવી જગ્યાની ખબર છે. કૃષિકારો એને 'રૂટલી' નામથી ઓળખે છે. એ જગ્યા સરોવરની નિકટમા જ આવેલી છે, સરોવરથી થોડુંક ઉપર જતા એ સ્થળ આવે છે. એ સ્થળ ચારે બાજુએ આવી રહેલી ઝાડોની ઘટાથી સુરક્ષીત છે ત્યા આપણે સર્વ સંકોચ વિના રાત્રે મળી શકીશુ."

"હા, હા, મને એ સ્થળે પસંદ પડે છે. જગ્યા બહુ સારી છે, મેં જોએલી પણ છે." આરનોડે પોતાનો મત દર્શાવતા કહ્યું.

સ્ટોફેશરે એ સ્થળ જોએલું ન હતું એટલે તેણે કહ્યું "હું એ જગ્યા શોધી કાઢીશ."

"અરે! એવું શા માટે કરો? તમે, તમારે હોડીમા બેસી સરોવર ઓળંગી આ પાર આવજો. કીનારા પર અમે તમારી રાહ જોતા ઉભા રહીશુ અને પછી તમને એ સ્થળે લઇ જઇશુ." આરનોલ્ડે કહ્યું.

આ રૂટલી પર સ્વદેશપ્રેમીઓનું સમેલન ભરાવાનુ હતું ત્રણે નેતાઓ, પોતાની સાથે, લડતમા ભાગ લેનારા, સ્વાતંત્ર્યના ઉપાસકોને અહિં લાવવાના હતા એ સૌ ભેગા મળી, આમળ શા પગલા લેવા એનો ઠરાવ કરવાના હતા.

"સંકેત સ્થળ નક્કી થયુ તો હવે આપણે કયે દિવસે, કયારે મળવુ એનો નિશ્ચય કરો." વરનરે જણાવ્યુ.

"જુઓ, આજે બુધવાર છે, ત્રણ અઠવાડીયા પછી આજ બુધવારની મધ્ય રાત્રિએ આપણે બધા એ સ્થળે એકત્ર થઇશુ" વોલ્ટરે વખત નક્કી કર્યો

ઓનું અનિષ્ટ કરવું નહિ, એવી તેમણે પ્રતિજ્ઞા લીધી. તેમણે શપથ લીધા કે આપણે આ બળવો ઓસ્ટ્રીયન સરકાર સામે જ કહાવવાના છીએ, તેમના અત્યાચારોમાથી બચવા માટેજ આપણા આ પ્રયત્નો છે, અને એ દ્વારા જ આપણે આપણો જન્મસિદ્ધ હક્ક જાળવી શકીશુ. સામ્રાજ્ય સામે આપણને દુશ્મનાવટ નથી અને આપણે જર્મનકૈસરનું સર્વોપરી આધિપત્ય સ્વીકારીએ છીએ.

આ ત્રણ વ્યક્તિઓ સ્વીટઝરલેન્ડના ત્રણ મુખ્ય પ્રદેશો, સ્વીઝ યુરી અને અન્ટરવોલ્ડનના પ્રધાન પુરુષો હતા. ત્રણે જણ પોતપોતાના પ્રાન્તમા પ્રજાને ઉભી કરવા જવા તૈયાર થયા. સ્વાતંત્ર્ય મેળવવા પ્રજા એકમત હોવી જોઇએ, તેનામા સંપ હોવો જોઇએ. મહાસમર્થ પ્રજા હોય, પણ જો એનામા ફાટફૂટો હોય તો તેને સ્વતંત્રતા મેળવતા મુસ્કેલીઓ નડે છે. પરંતુ દુર્બલ પ્રજા, જો એકસંપી હોય તો સ્વતંત્રતા હાથનેંતમા જણાય છે. એકના મહાપુરુષો કાઇ સ્વાતંત્ર્ય લાવી શકતા નથી. પ્રજાપક્ષની તેમને સંપૂર્ણ સહાનુભૂતિ હોય છે તોજ તે બને છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે લોકોમા એકસંપ અને સર્વનું એકજ ધ્યેય હોવુ જોઇએ. સ્વીટ્ઝરલેન્ડમા આજ પ્રમાણે હતું અને તેથીજ એ દેશનું સ્વાતંત્ર્ય અમર થયુ.

" આપણે હમણા છૂટા પડીશુ પરંતુ પુનઃ જલદી મળવું જોઇએ ફરીથી મળવા માટે આપણા માટે આ જગ્યા સુરક્ષીત નથી તેમજ કોઇપણ મનુષ્યના મકાનમા ભેગા મળવુ એ પણ આપણા માટે હિતકર નથી " સ્ટોફેશરે અગત્યની વાત આગળ ધરતા કહ્યુ.

વોલ્ટર બોલ્યો. " તારૂં કહેવુ ખરૂં છે એ વખતે આપણી સાથે ઘણા માણસો હશે એટલે જગ્યા મોટી જોઇએ, અને આપણે ગુપ્ત રીતે

મળવાનું હોવાથી કોઇ સુરક્ષીત જગ્યાએ જ એકત્ર થયું જોઇએ. મને એક એવી જગ્યાની ખબર છે. કૃષિકારો એને ' રૂટલી ' નામથી ઓળખે છે. એ જગ્યા સરોવરની નિકટમાં જ આવેલી છે; સરોવરથી થોડુંક ઉપર જતા એ સ્થળ આવે છે. એ સ્થળ ચારે બાજુએ આવી રહેલી ઝાડોની ઘટાથી સુરક્ષીત છે ત્યાં આપણે સર્વ સંકોચ વિના રાત્રે મળી શકીશું."

"હા, હા, મને એ સ્થળે પસંદ પડે છે. જગ્યા બહુ સારી છે; મેં જોએલી પણ છે." આરનોલ્ડે પોતાનો મત દર્શાવતાં કહ્યું.

સ્ટોફેશરે એ સ્થળ જોએલું ન હતું એટલે તેણે કહ્યું: "હું એ જગ્યા શોધી કાઢીશ."

"અરે! એવું શા માટે કરો? તમે, તમારે હોડીમા બેસી સરોવર ઓળંગી આ પાર આવજો. કીનારા પર અમે તમારી રાહ જોતા ઉભા રહીશું અને પછી તમને એ સ્થળે લઇ જઇશું." આરનોલ્ડે કહ્યું.

આ રૂટલી પર સ્વદેશપ્રેમીઓનું સંમેલન ભરાવાનું હતું. ત્રણે નેતાઓ, પોતાની સાથે, લડતમાં ભાગ લેનારા, સ્વાતંત્ર્યના ઉપાસકોને અહિં લાવવાના હતા. એ સૌ ભેગા મળી, આગળ શા પગલાં લેવા એનો ઠરાવ કરવાના હતા.

"સંકેત સ્થળ નકી થયું તો હવે આપણે કયે દિવસે, ક્યારે મળવું એનો નિશ્ચય કરો." વરનરે જણાવ્યું.

"જુઓ, આજે બુધવાર છે; ત્રણ અઠવાડીઆં પછી આજ બુધવારની મધ્ય રાત્રિએ આપણે બધા એ સ્થળે એકત્ર થઇશું." વોલ્ટરે વખત નક્કી કર્યો.

ઠીક, ત્યારે હું જઉં છું." બધું નક્કી થયા પછી સ્ટોફેશરે કહ્યું આરનોલ્ડે પણ વૃદ્ધ વોલ્ટરની જવા માટે રજા માગી. "આવજો, વખતસર ફરી હાજર થજો અને સંપૂર્ણ સ્નેહ મેળવજો." એમ કહી વોલ્ટરે તેમને રજા આપી

આ ત્રણ દેશનેતાઓની મમલત બહુજ વાર સુધી ચાલી હતી, અને જગતમાં રાત્રિનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું હતું. સ્ટોફેશર અને આરનોલ્ડ અંધારી રાત્રિમાં પોતપોતાના પ્રદેશ તરફ જવા નીકળ્યા. અંધકારમાં દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી વોલ્ટરે એ બે તરફ જોયા કર્યું છેવટે તેણે આ પ્રસ્તાવનું શું પરિણામ આવશે, એના વિચારો કરવા માંડ્યા. અસંખ્ય આશાના કિરણોમાં એક નિરાશાનું કિરણ ફરી નીકળ્યું "જો નિષ્ફળ નિવડ્યા તો શી ગતિ થશે?'



# પ્રકરણ ૬ ઠું

## સ્વદેશપ્રેમીઓનું સમ્મેલન

પાણિના પ્રવાહની માફક સમય વહ્યો જાય છે, અને ઘટનાચક્ર અનવરત ફર્યા કરે છે. જોતજોતામાં ત્રણુ સપ્તાહ પસાર થઇ ગયા અને સ્વીસ સ્વદેશપ્રેમીઓના મિલન માટે નિર્માણ થયલો બુધવાર આવી પહોંચ્યો; એ દિવસે ૧૩૦૭ ની સાલના નવેમ્બરની ૧૭ મી તારીખ હતી.

શિયાળાના ટુંકા દિવસો ચાલતા હતા; અને તેથી ભગવાન સૂર્યનારાયણ વહેલા નિવૃત્ત થઇ અસ્તાચળ પર ગમન કરી ગયા હતા. રક્ષની ઘટાઓમાં 'આછાં તેજ ને અંધકાર સંતાકૂકડી' રમતાં હતાં. રાત્રિ પૂર જોસથી વધવા લાગી. પર્ણકુટીઓમાના દિવાઓ હોલવાઇ ગયા; અને સર્વત્ર રાત્રિની ઘોર ગંભીરતા ને શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયુ.

આકાશમાં ચંદ્ર હસતો હતો ને તારકદળ ચમકી રહ્યું હતું. એ તેજમાં લ્યુસર્ન સરોવર ચળકતું હતું અને જાણે રૂપાનો મોટો થાળ પડયો હોય એમ એ શાંત વાતાવરણમા આભાસ થતો હતો. પ્રકૃતિ-દેવી જ્યારે આમ શાન્તિના ક્રોડમાં સૂતી હતી, ત્યારે સ્વીસ સ્વદેશ-પ્રેમીઓનાં હૃદયોમાં ભયંકર તોફાન ચાલતું હતું. એમને કયાય શાન્તિ મળી શકે તેમ ન હતી કારણુ કે તેમના દેશને ગળવા, શઠોને મોટે રાક્ષસ ઉભો હતો. એમાથી સ્વદેશની રક્ષા કરવા માટે તે ખળભળી ઉઠયા હતા. આજ મધ્યરાત્રિએ તેમને રૂટલી પર એકત્ર થવાનું હતું. અને તેથી એ નિર્ભય સમયે પોતપોતાના અંધકારપૂર્ણ મકાનોમાથી

નીકળી પડયા. ભિન્ન ભિન્ન દિશાઓમાંથી સર્વેએ રૂટલી તરફનો માર્ગ લીધો, અને નિર્દિષ્ટ સમયે ત્યાં પહોંચવા પ્રયાણ કર્યું.

આ સ્વદેશપ્રેમીઓના નેતૃત્વપદે, પેલા ત્રણુ દેશભક્તો હતા. અન્ટરવોલ્ડનના મનુષ્યોને મોખરે આરનોલ્ડ, સ્વીઝનો નેતા સ્ટોફેચર અને યુરીનો વોલ્ટર ફર્સ્ટ હતો. પ્રત્યેકે આટલા દિવસોમાં સારી રીતે કામ કર્યું હતું; અને તેમના પ્રયાસોએ ફળસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. વિશ્વાસુ ને સ્વાતંત્ર્ય ઉપાસક મનુષ્યોનો તેમણે સંગ્રહ કર્યો હતો. કિંતુ તેમની હીલચાલ ગુપ્ત હતી. દેશમાં સર્વત્ર ઓસ્ટ્રીયન સરકારના ગુપ્તચરો રખડતા હોવાથી તેમને સાવધાનીથી ને ભયથી કાર્ય કરવું પડયું હતું. મિત્રો બનવા આવે તેમનાથીય ચેતતા તેમને રહેવાનું હતું કારણ કે છૂપો માણુસ પોતાનો ભેદ લઇ જાય. શત્રુ મિત્રને ઓળખવા પણ મુશ્કેલ હતા. તે રાત્રે છૂટા પડયા પછી કોઇ કોઇને ફરીથી મળ્યા ન હતા. પ્રત્યેકના મનમાં સંદેહ ને શંકા હતી કે અન્ય બે વ્યક્તિઓએ પોતાના પ્રયત્નોમાં સફળતા મેળવી હશે કે નહિ!

રૂટલી પ્રદેશમાં ચંદ્રનું તેજ પૂર્ણપણે પ્રકાશતું હતું. એ તેજમાં આઘેથી આવતી મનુષ્ય કૃતિઓ સ્પષ્ટ રીતે જણાતી હતી. એ આગંતુક વ્યક્તિઓના અગ્રભાગે આરનોલ્ડ દષ્ટિગોચર થતો હતો. એણે અન્ટર-વોલ્ડન પ્રદેશમાંથી પોતાની સાથે દસ માણસો આણ્યાં હતાં. જંગલના એકેએક પાર્વત્યપથ ને નાનાકુંકા રસ્તાઓથી આરનોલ્ડ જ્ઞાત હતો, અને તેથી બોલ્યા વિના શાંત રહી તે નિર્દિષ્ટ સ્થળે આવી પહોંચ્યો. ચારે તરફ નજર ફેરવી ને બોલ્યોઃ " આપણે સૌ કરતા વહેલા આવ્યા છીએ. હજુ અહિં કોઈ ચકલું પણ ફરક્યું નથી. પણ વખત થવ આવ્યો છે એટલે એમને આવતા વાર લાગશે નહિ."

આરનોલ્ડ એટલું બોલી રહ્યો ને આવે સરોવરની સામે પાર ઘંટ વાગતો તેમને સંભળાયો. કેટલા ડંકા વાગે છે એ સાંભળવા સૌ શાંત થયા. બરાબર રાત્રિના બાર વાગ્યા; અને એજ મળવાનો નિર્દિષ્ટ સમય હતો. પરંતુ અપર બે નેતાઓનું હજી આવાગમન થયું ન હતું. ધીરે ધીમે આ આવેલા મંડળે વાતો કરવા માંડી. વખત થઇ ગયો હતો એટલે તેમના આવવાનાં પગલાં વાગે છે એમ તેમને ખાત્રી હતી. ઘંટનો રવ, ગંભીર રાત્રિમાં ક્યાંય સુધી સંભળાયો, અને એના દિગ્વિજયની હાક હોય એમ જણાયો'

થોડીવાર પછી અદૂરે સરોવરમાં હલેસાનો અવાજ સંભળાયો. આરનોલ્ડ એ તરફ વળ્યો અને સરોવર પર નજર નાખતો બોલ્યોઃ "સ્ટોફેશર આવતા હોય એમ લાગે છેઃ પેલી સામે નૌકા જણાય. તમે અહિંયા થોભો અને હું કિનારે તેમને લેવા જાઉં છું."

ખરબચડા રસ્તા પરથી અવતરણ કરી આરનોલ્ડ તીર પર ઉપસ્થિત થયો. હોડી તદ્દન નજદીક જણાઇ એટલે તેણે પૂછ્યું: "કોણ છે?"

નૌકામાથી ઉત્તર આવ્યોઃ "સ્વાતંત્ર્યના ઉપાસકો."

હોડી કિનારે આવી અને તેમાથી સ્ટોફેશર અને તેની સાથે આવેલા માણસો અવતીર્ણ થયા.

આરનોલ્ડે સ્વાગત કરતાં કહ્યું: "પધારો. તમે આવ્યા અને સાથે માણસો પણ લાવ્યા હોય એમ જણાય છે."

"હા, મારી સાથે દસ વિશ્વાસુ માણસો છે. તમે કેટલા લાવ્યા છો?" સ્ટોફેશરે આરનોલ્ડને પ્રશ્ન પૂછ્યો.

"હું પણ તમારા જેટલા જ માણસો લાવ્યો છુ." આરનોલ્ડે ઉત્તર આપ્યો, અને તેમને સંકેતસ્થળે લઇ જવા અગ્રેસર થયો.

ચાનના ચાલના સ્ટોફેગરે પૂછ્યુ "કેમ, વોલ્ટર ફુરી પ્રદેશમથી આવી પહોચ્યો છે?"

"ના, તે આવ્યા નથી, પરંતુ મારા ધારવા પ્રમાણે હવે બહુ વાર લાગશે નહિ. તેમને શાસનકર્તાના સૈનિકોથી છૂપી રીતે આવવા માટે ટેકરીઓનો લાંબો રસ્તો લેવો પડશે, એટલે આવતા જરા મોડુ થશે ખરૂ."

વાતચીત કરતે કરતે તે અન્ટરવોલ્ડનના મનુષ્યો ઉભા હતા ત્યા આવી પહોચ્યા. એ ત્યા આવીને ઉભા ન ઉભા એટલામા પગરવના પડવા સભળાયા અને ચંદ્રિકાના તેજમા વોલ્ટર ફર્સ્ટ આવતો દૃષ્ટિગોચર થયો. એની પાછળ કેટલાક માણસો હતા, અને સાથે એક યુવાન ચાલતો હતો

યુવાનનું શરીર કંઇક ઉંચા ઘાટનું હતુ. એના ઉજ્જવળ ચક્ષુઓમા નિર્દોષતા બીરાજેલી હતી એના શરીરના બાંધા પરથી એ બલવાન ને હિંમતવાન જણાતો હતો, અને એના ચહેરા પરથી એ કુસુમ સમાન કોમલ હૃદયનો લાગતો હતો તેનામા લોહચુંબક જેવુ આકર્ષણ હોય એમ સર્વની આંખો તેના પર ઠરી

આરનોલ્ડ આનંદમા કૂદયો અને એ આવનાર વ્યક્તિનો હાથ પકડતા બોલ્યો "ટેલ! ધન્ય ઘડીને ધન્ય દહાડો કે તું પણ અમારા વિચારો સાથે એકમત થયો છે, અને અમારો સહાયક બન્યો છે."

આવનાર વ્યક્તિ ઉપર સ્વીઝ પ્રદેશના વતનીઓમા વાર્તાલાપ શરૂ થયો.

"કોણ? એ પેલો વિલીયમ ટેલ છે? વોલ્ટર ફર્સ્ટનો જમાઈ છે, એને?"

"મેં એનાં બહુ વખાણ સાંભળ્યાં છે. કહેવાય છે કે એના જેવો તીર ફેંકનાર, તીરંદાજ આપણા દેશમાં બીજો કોઈ નથી."

"હા, ખરી વાત છે. મેં જાતે એને સો ફૂટ પર આવેલા સફરજંદ (apple)ને વીંધતા જોયો છે."

વોલ્ટર, વરનર ને આરનોલ્ડ ત્રણે અકવાડીઆં પછી મળ્યા; અને તેમણે પરસ્પર ખબર અંતર પૂછી. ત્રણેએ પોતાના પ્રયાસોમાં ફતેહ મેળવી હતી. એ આખું મંડલ ખુલ્લા મેદાનમાં ભરાયું હતું. એ સ્વદેશપ્રેમીઓના સંમેલનની મધ્યમાં ત્રણ નેતાઓ બીરાજમાન થયેલા હતા. ઉપર ચંદ્રનું તેજ તેમના પર અમી વર્ષાવતું હતું અને જાણે તેમને સહાનુભૂતિ દર્શાવતું હોય એમ જણાતું હતું. સમીર ધીમે ધીમે વાતો હતો, અને એ મધ્યરાત્રિના ગાંભીર્યને અધિકતર ગંભીર બનાવતો હતો.

પ્રજાજનોમાં શાંતિ પ્રસરી હતી; કોઈ પણ બોલતું કે ચાલતું ન હતું. ત્રણે નેતાઓમાં ગંભીર ઉંડા વિચારવાળો અને જમાનાનો ખાધેલો વૃદ્ધ વોલ્ટર હતો. તેણે ઉભા થઇ, એકત્ર થયલા સ્વદેશપ્રેમીઓને વસ્તુસ્થિતિ સમજાવવાની શરૂઆત કરી:

"મારા ભાઇઓ! આટલાં બધાં માણસોને અહિં આવેલા જોઈ, હું રાજી થયો છું. આપણા પોતાના દેશમા આમ આપણે ગુપ્ત રીતે મળવું પડે છે. દેશ આપણો છતાંય, આપણા પર હકુમત બીજાની છે. મો ઉઘાડીને વાત કરી શકીએ એટલી પણ આપણને અત્યારે સ્વતંત્રતા નથી. આપણે આજ સુધીમાં કેટલાય અત્યાચારો

સહન કર્યા છે, અને એ પણ શાંતપણે, પરંતુ હવે ધૈર્યનો અંત આવ્યો છે. આપણે જો આ અત્યાચારોનો પ્રતિકાર નહિ કરીએ, સરકારની પ્રચલીત શયતાનીયત સામે બળવો નહિ જગાવીએ તો સ્વીસ પ્રજા સદાને માટે ગુલામીમાંજ ડુબશે વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી અમે ત્રણ જણે દેશનું સ્વાતંત્ર્ય જાળવી રાખવા માટે તથા શત્રુઓને કાઢી મૂકવા માટે શપથ લીધા છે

તમે પણ અત્યારે અહિં આવી, આપણા શત્રુને જવાબ દેવા માગો છો, તમે બતાવવા માગો છો કે તમે પ્રજાકીય હિલચાલમાં સામેલ છો અને પ્રજાના નોકરોને મદદ કરવા તૈયાર છો. આપણે સ્વીટ્ઝરલેન્ડને સ્વતંત્ર કરવું છે અને તેની કીર્તિ પાછી તાજી કરવી છે આપણો પ્રજાકીય જુસ્સો વધ્યો છે. દેશોદ્ધાર કરવા માટે આપણે અન્ય દેશની સહાય જોઇતી નથી, કારણ કે તેમાં આપણી આશાનો ભંગ થાય અને નિરાશાના સાગરમાં આપણે ડૂબી જઇએ. આપણી સ્થિતિ આપણે બરાબર જાણીએ છીએ આપણા બળેજ આપણે સ્વતંત્ર થઇશું જે પ્રજા પોતાની આબરૂ માન ને પ્રતિષ્ઠા જાળવવા ચાહે છે અને જેનામાં ઐક્યબળ ને આત્મશ્રદ્ધા છે તે કદાપિ પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ નીવડતી નથી, અને જે પ્રજા પોતાના પાડોશીની મહેરબાનીથી કે મિત્રાચારીથી પોતાની સ્વતંત્રતા જાળવે છે વા એવો ઇરાદો રાખે છે, તેને સદાય જોખમ રહે છે એ પ્રજાનું સ્વાતંત્ર્ય ગમે તે વખતે નષ્ટ થાય છે.

આપણે ગુલામ રહેવાને જન્મ્યા નથી સ્વીટ્ઝરલેન્ડની પ્રજા જીવતી છે. એ પ્રજા પોતાની સત્તા મેળવશે, અને દુનિયામાં સ્વતંત્ર બનશે આટલા વરસો આપણે દુઃખ વેઠ્યું છે, તે હવે આપણને

સુખ મળશે. આપણે આપણા સ્વાર્થને નથી રડતા. પણ દેશને સ્વતંત્ર કરવા માગીએ છીએ. આપણે એ લડતમા મરી જઇશું છતાંય સ્વતંત્રતાની વિજયધ્વજ તો દેશમાં ફરકતી જ રહેશે. રાત દિવસ ચાલ્યા જશે, સૂર્ય ઉગશે ને આથમશે, પણ આપણે હવે થાકવાના નથી, આપણે રસ્તામા અધવચ્ચે બેસવાના નથી, અને હવે રાહ જોવાના નથી. કાવતરાથી આપણે ડરશું નહિ, ધમકીથી ચોભશું નહિ ને અપમાનનો ભય નહિ રાખીએ. કોઇ આપણને હરાવશે નહિ. અરે, જો કદાચ આપણે યુદ્ધમા પડીશુ તો આપણા પછી આવનારને કહીશું. "હક અને સ્વતંત્રતા માટે લડજો, પાછા પડશો નહિ." આ દેશમા પહેલા કયાય અત્યાચારનું નામ કે નિશાન ન હતું; તે સ્વતંત્ર હતો. આપણે અત્યાચારોને સહન કર્યા છે, પણ હવે તે થઇ શકે તેમ નથી. આપણે સ્વતંત્ર હતા તે રહીશુ જ ને અત્યાચારી શાસનકર્તાઓને હાંકી કાઢીશું.

આપણા દેશમાંય કેટલાક સત્યથી અજાણ્યા મનુષ્યો છે જે ઓસ્ટ્રીયન શાસનકર્તાને માન આપે છે; કેટલાય ગામો તેમને તાબે થયા છે. આપણને એ લોકો કદાચ હદથી બહાર જનારા માનશે પરંતુ તેઓને ખબર નથી કે જે દેશની સ્વતંત્રતા ગઈ છે, અને જેની પર પરદેશીઓ અમલ ચલાવે છે, તે દેશમા તો એકજ પક્ષ હોઇ શકે, અને તે પક્ષ એ કે સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા મેળવે, દેશને ગુલામીની બેડીઓમાથી છોડવે. આપણે હદ છોડનારા ગણાયશું કારણ કે આપણે આપણા દેશની સ્વતંત્રતા માગીએ છીએ, કારણકે આપણે ઓસ્ટ્રીયનોને પરદેશી ધાડપાડુઓને હાંકી કાઢવા ઇચ્છીએ છીએ. આપણે હદ બહાર જનારા કહેવાઇશું કારણકે આપણે ઓસ્ટ્રીયનોના

અત્યાચારો ને જૂલ્મો સામે પોકાર કરીએ છીએ, અને એમાંથી દેશને છોડવવા માગીએ છીએ આપણે બીજા દેશોને જીતવા નથી, બીજા દેશની પ્રજાઓને ગુલામ બનાવવી નથી, પરંતુ આપણા વહાલા દેશની સ્વતંત્રતા મેળવવી છે.

આપણે સ્વતંત્રતા ઉમદા પ્રયત્નોથી પ્રાપ્ત કરીશું, અને સ્વાતંત્ર્ય માટે યુદ્ધ ચલાવવું એ એક ન્યાયી પગલું છે ઇશ્વર આપણને એ સત્ય વસ્તુ પ્રાપ્ત કરવામાં સહાય કરશે. ભલેને સમ્રાટ આલબર્ટ બીજી પ્રજાઓને તાબે કરે, વિસ્તારવાળા પ્રદેશો પર તેની સત્તા જમાવે, અને એના લોભને પોષવા દે નહિ પરંતુ આપણને એવો એકે પ્રકારનો લોભ નથી ને આપણે કોઇને લૂટવા પણ માગતા નથી.

જે માણસ બીજાનું સ્વદેશાભિમાન જોઇ પોતે પોતાના દેશને નહિ ચાહે તેનું શું કરવું? જેઓના દીલ પત્થર જેવા છે, તેઓમાં સ્વદેશભક્તિ ન ઉત્પન્ન થાય એમાં નવાઇ નથી તેમના પર આપણે દયા રાખીશું દેશપર પ્રીતિ તેજ ખરૂં જીવન છે, તેજ ખરૂં માન છે, અને તેજ ખરી કીર્તિ છે

ભલે શત્રુઓ વધે, લશ્કર વધે, પણ આપણે તો હિંમતથી આગળ વધીશુંજ ભલે દેશમાં કોઇ એક નરાધમ જન્મે પણ તેની જગ્યાએ દસ સ્વદેશાભિમાનીઓ જાગશે જે પ્રજામાં સ્વદેશાભિમાન નથી, તે પ્રજા નથી, અને તે પ્રજાનો ઉદ્ધાર પણ કદાપિ થઈ શકે નહિ આપણે લૂટાયેલા છીએ ને ઓસ્ટ્રીઅનોએ આપણને લૂટયા છે આપણે આપણો હક માગીએ છીએ સ્વીટ્‌ઝરલેન્ડમાં એ ઓસ્ટ્રીયનો ન જોઇએ, એ છે ત્યાં સુધી આપણી સ્વતંત્રતા નથી

તમારામાંના કેટલાક પૂછશે કે પ્રજાની સ્વતંત્રતા કેમ મેળવી શકાય? તેનો જવાબ દુનિયાની તવારીખોમાંથી મળે છે. સ્વદેશાભિમાન ફેલાવવું, પ્રજાને હિંમતવાન બનાવવી, ભાગલા પાડયા વિના એકમત—એક પક્ષ થઇ રહી લડત ચલાવવી, એ એનાં સાધનો છે. દૃઢ વિશ્વાસથી પર્વતો હલાવી શકાય છે. ઓસ્ટ્રીયનોએ આપણા કેટલાંય અપમાન કર્યાં છે. પેલા ગવર્નરોએ આપણને અત્યાચારની ઘંટીમાં દળ્યા છે, પીસ્યા છે, છતાંય આપણે શાંત રહ્યા હતા. આપણને વેઠે પકડી જઇ આપણા માટે જ જેલખાનાં જોરજૂલમથી બંધાવાય છે છતાંય પ્રજા તે સહન કરે છે. લોકોની માલમિલ્કત ને તેમની વહુદીકરીઓની લાજ લૂંટાય છે છતાંય પ્રજા એ શાસનકર્તાઓ સામે થઇ નથી. આપણે કેદીઓને છોડવાની અરજી કરીએ છીએ ત્યારે તે કહેછે કે તમે જંગલી લોકો માથે ચઢી બાગો છો.

પરંતુ રાજ્યકર્તાઓની હઠનું પરિણામ તેમના ધાર્યા કરતા ઉંધું આવશે: જૂલમને અત્યાચારોનું પરિણામ સારૂં આવનાર નથી. આપણે ન્યાયને સર્વોપરી ગણીએ છીએ, સત્યને જ વળગી રહેનાર છીએ. એમના અત્યાચારો યાદ આવતાં આપણા રૂવા ઉભાં થાય છે, પરંતુ તેમને તો તેથી આનંદ પ્રાપ્ત થાય છે. આપણે આ સ્વતંત્રતા માત્ર યુદ્ધ કરીને મેળવવી એવો કાંઈ હેતુ નથી. આપણે કાયદેસર લડત લડનાર છીએ અને સુખશાંતિથી બને તે કામ કરનાર છીએ. પણ એ સુલેહશાંતિનાં પગલાંની કાંઇ અસર થાય તેમ નથી. આલબ્રેટ જર્મન પાદશાહ પાસે આપણા આગેવાનો આપણાં દુઃખો જણાવવા ગયાં હતાં અને આપણા જન્મસિદ્ધ હક્કની માગણી કરી હતી. ત્યાં બીજા પ્રદેશો જેવા કે સ્વેબીયા અને રાઇનના પ્રતિનીધિઓ પણ એ હક માટે આવેલા હતા;

અને એ લોકોનું સ્વતંત્ર્ય સમ્રાટે કબુલ મંજુર રાખ્યું પરંતુ આપણા માણસોને તો કશો ઉત્તર પણ મળ્યો નહિ 'સમ્રાટને વખત નથી" એવો તુમખો જવાબ આપણા માણસને સમ્રાટના અમલદારોએ આપ્યો અને તે એમને એમ પાછા ફર્યા

આથી તમે જોશો કે આપણે હવે એકે શાંત ઉપાય અજમાવવાનો રહ્યો નથી દેશોદ્ધાર માટે શત્રુઓ સામે યુદ્ધજ કરવું એજ માર્ગ હવે આપણા માટે ખુલ્લો રહ્યો છે આપણે મરીશું કે જીવીશું છતાંય એ યુદ્ધ કરી આપણા દેશને સ્વતંત્ર બનાવીશું દેશ ખાતર આપણે અંદર અંદરના કજીયા ભૂલી જવા જોઇએ, બધાયે આગેવાનો થવાનો દાવો છોડી દેવો જોઇએ, અને એકસંપી બની, તનમન ને ધનની સહાયથી સ્વતંત્રતાની સિદ્ધિ માટે પ્રજાકીય ચળવળમાં જોડાવું જોઇએ, અને દેશને માટે લડવું જોઇએ

તમે બધા મારા વિચારને મળતા છો, એ અહિં તમે ભેગા થયા છો એ ઉપરથી હું અનુમાન બાંધુ છું ખરા હૃદયથી ને તમારી મરજીથી જ તમે મારા વિચારો સાથે સંમત છો એ સ્પષ્ટ રીતે જાણવાથી મને ઘણોજ આનંદ થશે તમારી આગળ મેં જે કાંઈ કહેવાનું હતું તે કહ્યું છે, અને હવે તમારી સંમતિ ઉપરજ આપણી લડતનો મુખ્ય આધાર છે "

વોલ્ટર ફર્સ્ટ આટલું બોલી બંધ પડ્યો એ એના હૃદયના ઉદ્‌ગારો હતા, અને એના અક્ષરે અક્ષરમાં સ્વદેશાભિમાન હતું એકત્ર થયેલા સ્વદેશપ્રેમીઓ પર એની સચોટ અસર થઇ, એમનામાં અનહદ ચૈતન્ય પ્રગટ્યું અને તેમનો ઉત્સાહ વધ્યો એ ઉત્સાહ સાથે તેમનામાં જુસ્સો આવ્યો અને તે બોલી ઉઠ્યા "અમે તમારા વિચારો સાથે એકમત છીએ.

સ્વદેશની રક્ષા માટે અમે આનદથી તમારી ચળવળમા જોડાઇશુ, અને યુદ્ધ ચલાવીશુ."

વિલીયમ ટેલે લોકોમા ઉત્સાહ ને હર્ષ જોયો. એણે લોકોને અધિકતર દઢ બનાવવા માટે જલદગભીર સ્વરે વક્તૃત્વસ્ત્રોત્ર વહેવડાવ્યો

"પ્યારા ભાઇઓ ! પૂજ્ય ફર્સ્ટના કથને તમારા પર અદ્દભુત અસર કરી હોય એમ લાગે છે, અને જેના પર એની અસર ન થાય એ સ્વદેશપ્રેમીજ નથી, એનામા નથી સ્વમાન કે સ્વતત્રતાના ઉમદા વિચારો પણ એ ગુલામીને જ પસદ કરે છે શાસનકર્તાના અત્યાચારો હવે અસહ્ય છે જગતમા દરેક વસ્તુની હદ હોય છે પરતુ આ વસ્તુને નથી એમ જણાય છે. એ ભાર નીચે આપણે ખુદાઇ જવા-લાગ્યા છીએ અને હવે તેમાથી મુક્ત કરવા ઇશ્વરને પ્રાર્થના કરીએ છીએ આપણે પુરૂષાર્થ કરી, સ્વાશ્રયી બની આપણા હક્ક ભાળ વવાના છે અને એ માટે કટીબદ્ધ થવાનું છે. અત્યાચારરૂપી રોગો આત સાધારણ ઉપાયોથી શમે તેમ નથી તીક્ષ્ણ તરવારની ધારથીજ એ મહા ખરાબ રોગોને નિર્મૂલ કરવા જોઇએ. આપણે આજ માર્ગ લેવાનો છે અને આપણા સ્વાતત્ર્ય ને સ્વમાનની રક્ષા કરવાની છે. તો, શુદ્ધ ખરા અત.કર્ણથી બોલો કે તમે હવે દેશોદ્ધાર માટે જીવ જતા સુધી પણ લડશો ?"

ટેલની ભાષામા અજબ જુસ્સો હતો અને એનો પ્રભાવ લોકો પર પડ્યો. દ્વિગુણીત ઉત્તેજનથી પ્રજાજનોએ જુસ્સામા આવી જઇ તલવાર પર હાથ મૂક્યા અને બોલ્યા

"દેશ માટે અમે પાહોમ કરીને યુદ્ધમા પડવાને તૈયાર છીએ જીવની કે સાસારિક સુખોની અમને દરકાર નથી."

"હવે અન્ટરવોડનનો મજબૂત દુર્ગ રોસબર્ગ રહ્યો, અને એ દુર્ગને હસ્તગત કરવાનું હું મારે માથે લઉં છું. એ દુર્ગની એક બાલા મારી સાથે પ્રેમમાં છેઃ એની સહાયથી હું અને બીજાં માણસો દુર્ગમા દાખલ થઇશું અને પછી દુર્ગનો કબજો સહેલાઇથી પ્રાપ્ત થશે" સંમેલનમાના જોગેલી નામક એક કૃષિકારે રોસબર્ગ દુર્ગનું કામ પોતાને શીર લેતા કહ્યું.

એ મહાન દુર્ગોને પાડવાનું આમ નક્કી થયું. અને એકત્ર થયલા સર્વ સ્વાતંત્ર્યઉપાસકોએ વૃદ્ધ વોલ્ટરની સલાહ પ્રમાણે નાતાલ સુધી શાંત રહેવાની પ્રતિજ્ઞા લીધી. નૂતનવર્ષ સુધી ઓસ્ટ્રીયન સરકાર સામે ન થવું પરંતુ એકાએક હુલ્લડ ઉપાડવા માટે છૂપી તૈયારીઓ તો સર્વને કરવાની જ હતી. યુરી પ્રદેશમા પ્રજાને તૈયાર કરવાનું કામ વૃદ્ધ વોલ્ટર એકલાએ લીધેલું હતું. તેમા ટેલ જોડાયો અને તેણે નૂતનવર્ષ સુધી સરકાર સામે ન થવાની સર્વની સાથે પ્રતિજ્ઞા લીધી. એ નૂતનવર્ષને દિવસે અત્યાચારોનો અંત આવવાનો હતો અને નૂતનવર્ષ સાથે સ્વીટ્ઝરલેન્ડ પણ નૂતનરૂપ ધારણ કરવાનું હતું

લડત કેમ ચલાવવી, શું શું કરવું તથા સર્વત્ર ખબર ફેલાવવા માટે સંકેતો વિગેરે નક્કી થઇ ગયું. પૂર્વાંચલમા સૂર્યનું આગમન સૂચવતા અરૂણે ડોકયું કર્યું હતું, અને ઉષાએ સૂર્યદેવનું સ્વાગત કરવા માટે આકાશમા રંગોળી પુરવા માંડી હતી એ સમયે સ્વદેશપ્રેમીઓ સ્વગૃહે જવા છૂટા પડયા અને છૂપાતા પોતપોતાના પ્રદેશો તરફ પ્રયાણ કરી ગયા.



## પ્રકરણ ૭ મું.

## નહિ નમશે! નહિ નમશે!

યુરી પ્રદેશમા આવેલા એલ્ટાર્ફ ગામની પાસે બર્ગલેન નામક એક ગામડુ આવેલુ હતું. એ ગામડામા એક નરશાર્દૂલ વસતો હતો. એની ખ્યાતિ સારા સ્વીટ્ઝરલેન્ડમા પ્રસરી હતી. આ મહા વ્યક્તિના સંયોગથી નજીવું ગામડું પણ પ્રસિદ્ધ બન્યુ હતું તીર ફેંકવામા એ એક્કો હતો, તાકેલું લક્ષ્ય એ કદાપિ ચૂકતો નહિ. સો ફૂટ પર આવેલા સફરજનને એ મધ્યમાથી વીંધતો હતો તે ઉડતા પક્ષીને પણ તીરથી પાડતો હતો. નૌકા ચલાવવામા, તોફાની સરોવરને ઓળંગવામા એની હિંમત અજબ હતી; અને એ ખલાસી તરીકે અદ્વિતીય હતો. એ પ્રજાપક્ષનો હતો ને ગેસ્લરના અત્યાચારોથી તે સંપૂર્ણ રીતે જ્ઞાત હતો. હજુ તેણે શાસનકર્તાની સામે માથુ ઉઠાવ્યુ ન હતું, પરંતુ રૂટલી પર તેણે ઓસ્ટ્રીયન સરકારને ઉખેડી નાખવાની પ્રતિજ્ઞા લીધી હતી

આ મહાન વ્યક્તિ તે રૂટલી પર પ્રતિજ્ઞા લેનાર ને લોકોનો જુસ્સો ઉઠાવનાર વીરવર વિલીયમ ટેલ. એનો જન્મ ઈ. સ ૧૨૭૫ ની સાલમા થયો હતો એટલે તેની અત્યારે ઉમર ૩૨ વર્ષની હતી. તે ભરયૌવનમા હતો. વૃદ્ધ વોલ્ટર ફર્સ્ટનો તે જમાઇ થતો હતો અને એની ધર્મપત્નિનું નામ હેડવીગ હતું.

ટેલને બે પુત્ર હતા, વિલીયમ અને વૉલ્ટર વૉલ્ટર એ બેમાં નાનો હતો અને માત્ર આઠ વર્ષનો જ હતો આ બન્ને બાળકો ધનુષ્ય ને બાણ લઇ ખેતરોમા આનંદિત થઈ ભમતા અને પર્વતની ટેકરીઓ પર ચઢતા. વાયુ જેવી એમની સ્વતંત્ર જીંદગી હતી. પ્રકૃતિદેવીના મંદીરમા આ બે નિર્દોષ પુષ્પો રમતા અને તેનીજ દેખરેખ નીચે ઉછરતા તેથી તેમનું જીવન બહુજ સારી રીતે ઘડાતું હતું. તે સરળતા, નિર્દોષતાની સૌમ્યમૂર્તિઓ હતી.

વિલીયમ ટેલ, એક નાના મકાનમા રહેતો અને કુટુંબ સહિત સુખમયે જીવન ગાળતો શાસનકર્તાના પંઝામા તે હજુ આવ્યો ન હતો, એટલેજ તેનું કુટુંબ શાંત હતું. ઝાલીમના ત્રાકસામા જો તે સપડાયો હોત તો તેનું શાંત ને સુખી જીવન ક્યારનુંય નષ્ટ થયુ હોત. પરંતુ ટેલ પોતાના સુખે, સંપૂર્ણ રીતે સુખી ન હતો. દેશબંધુઓના દુઃખ સાંભળી તેનું હૃદય ચીરાઇ જતું. સ્વદેશને પરદેશીઓ ગુલામીની બેડીમા જકડવા માગે છે એ જોઇ તેના શરીરનું લોહી તપતું અને સ્વીસ પ્રજાની સ્વતંત્રતા પર છાપો મારવામા આવતો જોઇ ઓસ્ટ્રીયન સરકાર સામે થવાને તે તત્પર થયો હતો. આથીજ રૂટલી પર જઇ તેણે સ્વદેશની રક્ષા કરવા માટે પ્રતિજ્ઞા લીધી હતી અને સાથે નૂતનવર્ષ સુધી શાંત રહેવા માટે પણ બંધાયો હતો

ટેલ ઇશ્વર ને પોતાના બળ પર શ્રદ્ધા રાખી ગમે તે સાહસ ખેડતો. ધનુષ્ય વિના એ કદાપિ બહાર નીકળતો નહિ અને એ પોતાનો જમણો હાથ માનતો. રૂટલીના મિલન પછી તે શ્વશુર વૉલ્ટરને મળ્યો ન હતો. આજે તેણે ચળવળને લગતી કેટલીક વાતો ઉપર મસલત ચલાવા જવાનો નિશ્ચય કર્યો અને તૈયાર પણ થયો.

" હું તારા પિતાને મળવા એલ્ટાર્ફ જાઉં છું." એમ પત્નિને કહી ટેલે હાથમાં ધનુષ્યને બાણ લઇ જવા માટે પગ ઉપાડયા.

ટેલ પ્રજાપક્ષમાં ઉભો થયો છે એવી ખબર હેડવીગને મળી હતી. એમાં પતિ મરતા હશે અને એમના છવને જોખમ આવશે એ વિચારથી તે ભયભીત થઇ હતી. શાસનકર્તા ગેસ્લર અત્યારે એલ્ટાર્ફમાં જ હતો એથી ટેલ પર કાંઇ જોખમ આવે એ સંભવીત વાત હતી તેથી તે ઉદાસીન વદને બોલીઃ " તમે હમણાં ત્યાં જશો નહિ. આટલી મારી સલાહ માનો. અત્યારે ગવર્નર ત્યાં છે; અને એની આંખમાં જો તમે આવ્યા તો તે તમને છોડશે નહિ. વળી તમે જાણો છો કે એણે થાંભલા ઉપર ટોપી મૂકી છે, અને તેથી ત્યાં જવામાં બહુ ભય છે. ખરી વાત કહો છો કે તમારે ત્યાં ગયા વિના ચાલે એમ નથી ? "

એ વાક્યોમાં વિનવણી હતીઃ તેની આંખોમાં નકારસૂચક સંકેત હતો.

" મેં શાસનકર્તાનો એક પણ અપરાધ કર્યો નથી જેથી હું એનો ભય રાખું. પરંતુ તારે ખાતર એટલું કહું છું કે હું એનો ભેટો કરીશ નહિ તથા એ ટોપીવાળા રસ્તા આગળ થઇને જઇશ નહિ. થયું." ટેલે પત્નિનું સાંત્વન કરતાં કહ્યું.

હેડવીગે ટેલ પાસે ધનુષ્ય ને બાણ જોયાં અને દુઃખીત થઇને બોલીઃ " આને સાથે શા માટે લઈ જાઓ છો ? એને અહિંજ મૂકીને જાઓ, નહિ તો તમે કાંઇ સાહસ કરી બેસશો."

" આટલી બધી સંશયગ્રસ્ત કેમ બને છે ? ધનુષ્ય એતો મારો આત્મા છેઃ એને હું અળગું કરી શકું તેમ નથી. તું નકામી દુઃખી થઇશ નહિઃ હું તો આ હમણાં પાછો આવીશ."

એટલામા બહાર રમવા ગયેલા છોકરા દોડતા દોડતા આવ્યા, અને પિતાને આગળ પાછળ વળગી પડયા. વોલ્ટર પિતાને કયાંક જવાની તૈયારી કરતા જોઇ બોલ્યો " બાપુ કયા જાઓ છો ? "

" તારા દાદાને ઘેર, એલ્ટોર્ફ. કેમ તારે મારી સાથે આવવુ છે ? "

" આવુ ? હા, હું જાઉ ! " વોલ્ટરે પોતાની ઇચ્છા ફળીભૂત થતી જોઇ પિતા-માતાને ઉતાવળથી પ્રશ્નો પૂછયા, અને ઉત્તર શો આવે છે એ સાભળવા ઉત્કંઠીત બન્યો

" હા, ચાલ ' ટેલે હકારમા ઉત્તર આપ્યો!

' તારી મરજી હોય તો જા. " હેડવીગે રજા આપતા કહ્યું

" ટેલ ! બહુજ સાવધાન રહેજો અને આ વોલ્ટર સાથે આવે છે એની સભાળ રાખજો " હેડવીગે ફરીથી સૂચના કરી તેને એમ ભાસતુ હતું કે આજે કાઇ અમગળ થશે!

' અરે બા નકામી બીએ છે હું. બાપુની સભાળ હુ રાખીશ હું સાથે છુ ને " વોલ્ટરે માને બાઝી પડતા, તેનુ સાત્વન કરતા જણાવ્યું

પિતાપુત્ર રવાના થયા. હેડવીગ નજર પહોચે ત્યા સુધી એમને જતા જોઇ રહી છેવટે દીર્ઘ નિશ્વાસ મૂકી તે ગૃહકાર્યમા પ્રવૃત્ત થઇ, તેને અત્યારે એટલીજ શાંતિ હતી કે તેનો મોટો પુત્ર વિલીયમ અત્યારે પોતાની પાસે હતો

પિતા સાથે એલ્ટોર્ફ જવાનુ મળ્યું હતુ એટલે વોલ્ટરને આજે અત્યાનંદ થયો હતો જાણે આજે સ્વર્ગનુ રાજ્ય તેના હાથમા આવ્યું હોય એમ તેને લાગતુ હતું ! તેણે રસ્તામા ટેલ

સાથે કાલીઘેલી વાતો જ કર્યા કરી. રસ્તામાં જે વસ્તુઓ પર તેની નજર પડતી એ વિષે તે ટેલને પ્રશ્ન પર પ્રશ્ન પૂછતો. તેને મન સાધારણ વસ્તુઓ પણ નવી હતી, કારણ કે હજુ તે બાળક હતો.

" બાપુ ! તમે કેટલે દૂર સુધી તીર ફેંકી શકો." તેણે પૂછ્યું.

" ક્યાંય આઘે સુધી."

" પેલો સૂર્ય દેખાય છે ત્યાં સુધી પહોંચે ખરું " સૂર્ય તરફ આંગળી કરતાં વોલ્ટર બોલ્યો.

" ગાંડા ! એટલે સુધી તો કંઇ બાણ જતું હશે."

" ત્યારે કેટલું ઉંચું જાય. પેલા હીમવાળા પર્વતોની ટોચે પહોંચે ખરું " વોલ્ટરે બીજું માપ શોધી કાઢતાં કહ્યું.

" ના, ના." ટેલે કંટાળી જવાબ આપ્યો. તીર કેટલું ઉંચું જઇ શકે એ, કેમ બનાવવું એની તેને સમજ પડતી ન હતી. પરંતુ વોલ્ટરને એટલામાં નવો વિચાર સુઝ્યો અને તે બોલ્યો: " બાપુ ! આ પર્વતો પર બરફ ક્યાંથી આવતો હશે ? "

ટેલે એ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. પરંતુ વોલ્ટર થાક્યો નહિ. તેણે ટેલને પ્રશ્નો પર પ્રશ્ન પૂછવા માંડ્યા. ટેલ એમાંના કેટલાકનું સમાધાન કરતો, છોકરાની નિર્દોષતા પર હસતો, આગળ ચાલ્યો જતો હતો.

વાતોમા ને વાતોમા ટેલ આગળ ચાલ્યો અને તે કયે રસ્તે થઇને ફર્સ્ટને ઘેર જાય છે એ પણ ભૂલી ગયો. ઘેરથી નીકળ્યો ત્યારે તેણે પેલો ટોપીવાળો રસ્તો છોડી બીજો રસ્તો લેવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ ભૂલથી તેણે ટોપીવાળા રસ્તા તરફ જ પ્રમાણ કર્યું. એ ઠેઠ સ્તંભ નજદીક આવી પહોંચ્યો, અને પેલા અપવિત્ર

છોકરાની નજર અચાનક ટોપી પર પડી " બાપુ ' મઝા જેવી હોય તો પેલી ટોપી તો જુઓ ? એટલે હચે એને કોણ મૂકી આ યુ હશે ' " સ્તંભ ઉપર મૂકેલી ટોપીને જોઇ વોલ્ટરને મઝા પડી એને તો એ એક પ્રમારનુ કૌતુક હતુ.

" ચૂપ ' એ તરફ જોતો નહિ એવી ટોપીમા શુ જોવાનુ છે તે, જલ્દી ચાલ " આમ પુત્રને ધમકાવી, તેને હાથે ઝાલી ટેલે તરત એ સ્થળ પરથી પસાર થઇ જવાની ઉતાવળ કરી પરતુ તે તેમ કરી શકયો નહિ જે સૈનિક ટોપીનુ રક્ષણ કરતો હતો, અને લોકો તેને સલામ કરે એ જોવા પહેરો ભરતો હતો, તેણે ટેલની સામે બાલો ધર્યો ટેલ ટોપીને સલામ કર્યા વિના પસાર થતો હતો ત્યારે સૈનિકે તેને અટકાવ્યો " સમ્રાટની આજ્ઞાને આધીન થઇ ઉભો રહે એક ડગલુ પણ આગળ ભરતો નહિ '

ટેલે જોયું કે આ સમય તકરાર કરવાનો નથી નમ્રભાવે તેણે સૈનિકને કહ્યુ " ભાઇ મને જવા દે "

' સમ્રાટની આજ્ઞાનુ તું જ્યા સુધી પ્રતિપાલન કરીશ નહિ અને પેલી ટોપીને નમસ્કાર કરીશ નહિ ત્યા સુધી તને એક ડગલુ પણ આગળ જવા દેવામા આવશે નહિ " સૈનિકે નરમ પડવાને બદલે દ્વિગુણીત રોફથી બૂમ પાડી

' આ સમ્રાટની આજ્ઞા નથી આ પેલા અત્યાચારી શાસન કર્તા ગેસ્લરના અત્યાચારનુ નિદર્શન છે હું કહું છુ કે મને જવા દે ' ટેલે છ છેડાઇ બરાડો પાડયો

" હું તને નહિ જવા દઉ. ટોપીને માથુ નમાવ્યા વીના જો તું આગળ જશે તો તારી જીંદગી જોખમમા છે એમ સમજ, તુ

સલામ કરતો નથી અને ઉપરથી શાસનકર્તાનું અપમાન કરવાની હિંમત કરે છે. હું તને હમણાં પકડીને કેદ કરીશ અને કારાગૃહમાં હડસેલી દઈશ, સમજ્યો. માટે સીધા જવું હોય ને કારાગૃહમાંથી બચવું હોય તો ઝટ સલામ કરી દે. "

" એ ટોપીને હું કદાપિ સલામ કરનાર નથી. નહિ નમશે! નહિ નમશે! આ મસ્તક મારૂં સમજ્યો. એ જૂલ્મગારની ટોપીને નમસ્કાર કરવા માટે, હું ખુશીથી ખુદ સમ્રાટને સલામ કરત, પણ પેલા અત્યાચારીની ટોપીને હું કદાપિ નમન કરીશ નહિ. " બોલતાં બોલતાં ટેલનો સ્વર ધ્રુજતો હતો. તેના રોમેરોમમાં ક્રોધ વ્યાપેલો હતો. આટલું બોલી તે આગળ ધપવા તૈયાર થયો પણ સૈનિકનો ભાલો તેની છાતી પર આવ્યો.

પિતા અને સિપાઇ વચ્ચેની તકરાર જોઇ વોલ્ટર રડવા જેવો થઇ ગયો. મદદ માટે તેણે બૂમો પાડીઃ " કોઇ આવો, મદદ કરો! મારા બાપુને આ કેદમાં લઇ જાય છે." એની બૂમો તથા ટેલ ને સૈનિક વચ્ચેની બોલાબોલીથી લોકો એ તરફ આકર્ષાયા, અને જોત જોતામાં એક મોટું ટોળું ભેગું થઇ ગયું. ત્યાં મોટો હોહાકાર થઇ ગયો. વિલીયમ ટેલનો શ્વસુર ને દેશભક્ત વોલ્ટર ફર્સ્ટ પણ એ જગ્યાએ આવી પહોંચ્યો. તેણે જમાઇને ભયંકર વિપદમાં આવેલો જોયો. દાદાને જોતાંજ બાળક વોલ્ટર તેને બાઝી પડ્યો અને રડતાં રડતાં બોલ્યોઃ " દાદા! જુઓને, આ સિપાઇ બાપુને પકડી જાય છે. એમને બચાવોને."

સૈનિકે ટેલને એક પણ પગલું આગળ જવા દીધો ન હતો; અને હુકમનો અનાદર કરવા માટે તેને કેદ કરવાની તૈયારી કરતો હતો.

વોલ્ટર ફરર્ટે તેને જમીન પર ઉતારવાનું કહ્યું પણ પેલા ઓસ્ટ્રીયન સૈનિકે સમૂળગું માન્યું નહિ. એ એકનો બે થયો નહિ તે એકનો એક રહ્યો, અને તેની ચારે બાજુએ લોકાનું ટોળું એકઠું થઇ ગયું હતું એટલે ટેલને તે કેદ કરી શકયો ન હતો. ચારે તરફથી લોકો સૈનિકની ઉપર પડતા હતા અને ટેલનો બચાવ કરતા હતા. ટેલે લોકોને શાંત રહેવાને કહ્યું "ભાઇઓ ! આમ તોફાન ન જગાવો. હું મારી જાતેજ અને મદદ કરીશ. તમે વચમાં પડશો નહિ."

પરંતુ લોકોએ તેના કહેવા ઉપર કે વોલ્ટર ફરર્ટના કહેવા ઉપર સમૂળગું ધ્યાન આપ્યું નહિ. તે તેની ચારે બાજુએ ફરી વળ્યા અને સૈનિકથી તેનું રક્ષણ કરવા લાગ્યા. સિપાઇ એકલો કંઇ કરી શકયો નહિ. તેણે જોયું કે લોકો ટેલને લઇ જશે એટલે મદદ માટે તેણે મોટેથી બૂમો પાડવા માંડી "રાજ્યદ્રોહ ! રાજ્યદ્રોહ ! દોડો ! દોડો ! કુમક ! કુમક !"

વોલ્ટર ફરર્ટે સૈનિકને શાંત રહેવા સમજાવ્યું પરંતુ એ તો કેમે કર્યો ઝાલ્યો રહ્યો નહિ. તેણે કંઠથી સૂર કાઢી, મોટું બુમરાણ મચાવ્યું. એ અવાજથી ગગન ગાજ્યું અને લોકોના હૃદય ધ્રૂજ્યા.



## પ્રકરણ ૮ મું

### વિશ્વવિખ્યાત લક્ષ્યભેદ

શાસનકર્તા ગેસ્લર આ વખતે આ ઘટનાસ્થળના નિકટમાં જ હતો. "રાજ્યદ્રોહ! હુલ્લડ!" ની બૂમો તેના સાંભળવામાં આવી. પોતાની સાથેના અશ્વારોહી સૈનિકો સહિત તે એ ભયંકર ધ્વનિ તરફ વળ્યો અને ત્વરીત ગતિએ લોકોનું ટોળું જામ્યું હતું ત્યાં આવી પહોંચ્યો.

લોકોના અવાજ પર ઘોડાની ખરીઓનો ધ્વનિ પડયો અને બખ્તર ને તરવારોનો રવ સ્પષ્ટ રીતે સંભળાયો. એ દિશા તરફ પ્રજાજનોએ જોયું; અને વોલ્ટર ફર્સ્ટ પોકારી ઉઠયો: "એ શાસનકર્તા આવ્યો!...ઓ ભગવાન! બચાવ, રક્ષણ કર!"

"રસ્તો છોડો, શાસનકર્તા પધારે છે. આઘા ખસો" એવો આગળ ચાલતા સૈનિકોનો અવાજ સંભળાયો.

લોકોમાં એકદમ શાંતિ પ્રસરી; એ શાંતિ ભયને લીધે જ હતી. હવે શું થશે એનો વિચાર તેમના મગજમાં ભમવા લાગ્યો, આ અત્યાચારી નવો શો ઉત્પાત કરશે એથી સૌ બીતા હતા અને ગભરાતા હતા. લોકોનું ટોળું છૂટું પડ્યું અને ગેસ્લર માટે એકદમ રસ્તો સાફ કરવામાં આવ્યો.

ગર્વિત ગેસ્લર મૂછનો આંકડો મરડતો મિત્રમંડળ સહિત ત્યાં ઉપસ્થિત થયો. લગામ ખેંચી તેણે ઘોડાને ઉભો રાખ્યો અને પ્રજા-

જન તરફ એક તીરસ્કારની દષ્ટિ ફેંકી હકુમત બજાવતો તે બોલ્યો: "આ શી ધમાલ છે? 'રાજ્યદ્રોહ' ની બુમો કોણ મારતું હતું?"

ટેલને પકડનાર સૈનિક આગળ આવ્યો અને ગવર્નરને સલામ કરી બોલ્યો: "સરકાર! પેલા અહંકારી માણસે સમ્રાટની ટોપીને સલામ કરવાની ના પાડી એટલે મેં એને પકડયો. લોકો ભેગા થઇ ગયા અને એને છોડાવી લઇ જવા લાગ્યા એટલે મેં મદદ માટે બુમો મારી. આ બધી ધમાલ એને લીધે જ ઉત્પન્ન થઈ છે.

ગેસ્લરના ક્રોધાગ્નિમાં ઘી હોમાણું. તે હોઠ કરડતાં બુમ પાડી બોલ્યો: "કોણ છે એ મારી આજ્ઞાનું ઉલંઘન કરનાર?"

"બર્ગલેન ગામનો રહીશ વિલીયમ ટેલ," સૈનિકે જણાવ્યું.

ટેલને પ્રજાજનોએ સૈનિક પાસેથી છોડાવ્યો હતો: તે તેના નાનકડા પુત્ર સહિત દેશબંધુઓ વચ્ચે ઉભો હતો. વૃદ્ધ વોલ્ટર તેની પાસે જ હતો. બધા તેને આશ્વાસન આપતા હતા, પરંતુ ટેલ ગેસ્લરથી બીતો નહોતો. ટોપીને સલામ ન કરવામાં એ કોઇ પણ પ્રકારનો ગુન્હો નહતો માનતો જેથી ગર્વનર તેને શીક્ષા કરી શકે. પડયા તો પાર ઉતરવું એ જ તેનો નિશ્ચય હતો.

"ટેલ!" ગેસ્લર બોલ્યો અને તેની દિશા તરફ મુખ ફેરવ્યું. એ અવાજમાં પ્રલયકાળની આગાહી હતી. ગેસ્લરના મોંઢા પર અટ્ટહાસ્યનાં ચિન્હ હતાં. જાણે વાઘના હાથમાં શીકાર આવ્યો અને તે તલપ મારવાની તૈયારી કરતો હોય તેમ ટેલની તરફ તે ડોળા કાઢી ક્રોધમાં જોઇ રહ્યો. પ્રજાજનોમાં શાંતિ હતી પરંતુ તેમના હૃદયોમાં બંડ જાગ્યું હતું, ત્યાં હોહાકાર જામ્યો હતો. તેમનો દેશભક્ત નરવીર અત્યારે અગ્નિમાં હોમાવાની તૈયારીમાં હતો.

"કેમ, ટેલ! આ ટોપીને નમન નથી કરવુ? મારી આજ્ઞાને માન નથી આપવુ?" સત્તાવાહી અવાજમા ગેસ્લર બોલ્યો.

"કદાપિ નહિ."

"તું જાણે છે કે હું તારો શાસનકર્તા છુ સ્વીટ્ઝરલેન્ડનો માલિક અત્યારે હું છુ સર્વ સત્તા મારા હાથમા છે અને હું તારી જીદગી લીધા વિના છોડીશ નહિ, સમજ્યો."

"ભલે! આ દેહ ઓસ્ટ્રીયનોના હાથમા છે. પશુબળને તે આધીન છે પરતુ મારો આત્મા સ્વતત્ર ને અમર છે આ દેહ, જ્યા સુધી મારામા જીવ છે ત્યા સુધી કદાપિ નમશે નહિ મારા શબ પાસે તમે નમન કરાવશો તો તે બની શકશે મારો આત્મા તો અજીત છે."

"એમ?" શયતાન ઘોડા પર ક્રોધમા ફૂલ્યો. થોડીવાર સુધી તે એમને એમ વિચારમા રહ્યો. તેના વદન પર એકાએક ફેરફાર થયો, તેનો ક્રોધ હાસ્યમા બદલાઈ ગયો અને તે બોલ્યો "મે સાભળ્યુ છે કે તુ એક ગેરો બાણાવળી છે, ધારેલુ લક્ષ્ય તુ કદાપિ ચૂકતો નથી"

બાળક વોલ્ટર પિતા પાસે જ ઉભો હતો. તેના બાપુ તીર ફેક વામા ઉસ્તાદ હતા એ માટે તેને અભીમાન હતું પિતાનું વખાણ સાભળી તેમા અભિવૃદ્ધિ કરવા તેમજ તેને સિદ્ધ કરવા તે એકદમ બોલી ઉઠયો "હા, ખરી વાત છે. મારા બાપુ સો ફૂટ દૂર આવેલા સફરજનને તીરથી વીધી નાખે છે"

ગેસ્લર ભયકર હાસ્ય કરતા બોલ્યો "ટેલ! આ છોકરો તારો છે?"

"જી, હા"

" તારે બીજાં સંતાન છે ? "

" એક બીજો પુત્ર છે. "

" એમાંથી કયો તને વધારે વહાલો છે ? "

ટેલ આ પ્રશ્નનો ઉત્તર આપતાં ખચકાયો. તેણે નિર્દોષ કુમળા બાળ વોલ્ટર તરફ નજર નાખી, અને તેની આંખ આગળ પેર રહેતો વિલીયમ તર્યો. વાત્સલ્ય પ્રેમ તેનામાં ઉભરાયો. " મને બન્ને સમાન પ્રિય છે. "

" ઠીક. " એમ બોલી, ગેસ્લર કંઇક વિચારમાં પડયો હોય એમ લાગ્યું. થોડીવાર પછી તે બોલ્યો. " ટેલ ! તારી સફરજન વીંધવાની વાતો મેં બહુ સાંભળી છે. એ વાતોને હું ગપાટાજ માનું છું, અને મને તેમાં વિશ્વાસ પડયો નથી. એ વાત સત્ય છે કે ગપાટો છે એ આજ મારે નક્કી કરવું છે અને તારો પ્રયોગ મારે નજરોનજર જોવો છે. તારા કૃત્ય માટે હું તને શીક્ષા કરતો નથી. પરંતુ એ બદલ તને એક તારા લાયક કામ સોંપું છું. એમાં જો તું ઉત્તીર્ણ નીવડીશ તો હું તને જવા દઇશ. તું જે કામમાં પ્રવીણ છે એજ કામ હું તને સોંપું છું. સો ફુટ દૂર તારા પુત્રના મસ્તક પર મૂકેલા સફરજનને તારા તીરથી તું વીંધ અને તારી બાહોશી મને દેખાડ. ઝાડપરના સફરજન કરતાં આ શીર પર મૂકેલું સફરજન વીંધવું એ તો સહેલી વાત છે. જો તું આ કામમાં નિષ્ફળ નીવડશે, તારૂં લક્ષ્ય ખોશે તો તને યમધામમાં પહોંચાડવામાં આવશે, એ ખાસ યાદ રાખજે. "

પ્રજાજનોનાં શરીર ગેસ્લરની આ ભયંકર આજ્ઞા સાંભળતાં થરથર્યાં. તે શાસનકર્તા તરફ કાતીલ નજરે જોઇ રહ્યા. હૃદયના ઉંડાણોમાંથી તે ગવર્નર પર શ્રાપ વરસાવવા લાગ્યા. કેટલાક અંદર અંદર

ધીમેથી દાંત કચકચાવી, એ શ્રાવતાનને પૂરો કરવો જોઈએ એમ ગણ-ગણતા હતા. વૃદ્ધ વોલ્ટર પર જાણે વજ્રાઘાત થયો હોય એવી તેની સ્થિતિ થઇ હતી.

ટેલના હૃદયમાં જાણે શૂળ ભોંકાયા હોય એમ શબ્દો વાગ્યા. તેના વદન પર ક્રોધ ને ઉદાસીનતાની રેખાઓ ઉપસી આવી. તે એકાએક ઉશ્કેરાઇ બોલી ઉઠયોઃ " સરકાર, તમે શું બોલો છો ! આવો ભયંકર આદેશ ! મારા પોતાના જ પુત્રના માથા પર લક્ષ્ય તાકું ? ના, ના, એ કદાપિ મારાથી નહિ બને. અન્ય ગમે તે સાહસ ખેડવાને હું તૈયાર છું. એ કામ કરતા હું મારા પ્રાણની પણ દરકાર નહિ રાખું. પણ આવું અઘોર કૃત્ય હું કદાપિ કરનાર નથી."

" તારે, તારા પુત્રના શીર પર સફરજંદ મૂકી તેને વીંધવુંજ પડશે. એ મારો હુકમ છે." ધૃણાપૂર્ણ સ્વરે ગેસલરે કહ્યું: "તારી દક્ષતા અહિંયા દેખાડ અને તું મોટો બાણાવળી છે એ સિદ્ધ કર. હું તને ફરીથી હુકમ કરું છું કે તું લક્ષ્યભેદ કરવાને તત્પર થા. ધનુષ્ય ને બાણ તારી પાસે હાજર જ છે માટે વિલંબ કરવો. મૂકી દઇ તૈયાર થઇજા."

" આના કરતા તો મને મારી નાખો. હુ જ મારા પુત્રનો, મારા બાળકનો ઘાતક બનું ? એ કેમ બને ? ઓ પ્રભુ ! "

" એથી તને કાઇ પણ લાભ થશે નહિ. તારા મૃત્યુથી તારો પુત્ર કાઇ બચશે નહિ. એનો પણ તારી સાથે જ અંત આવશે. ચાલ, તારી મરજી હોય તો તીર ફેંકીને સફરજંદ વીંધ, નહિ તો પિતાપુત્ર બન્ને યમધામમા જવાને તૈયાર થાઓ. તીર ફેંકતા જો તું લક્ષ્ય ભ્રષ્ટ થઇશ તો પણ તારું મૃત્યુ થશે, સમજ્યો."

" સરકાર ! શું તમને હ'ય નથી એક પિતા પાસે પુત્ર ઉપર બાણ મૂકાવતા તમને દયા નથી આવતી. અરે જેમને સંતાન હોતા નથી ને વાત્સલ્ય પ્રેમ શું છે એ જાણી શકતા નથી અત્યારે મારૂં હૃદય ગ્ડી રહ્યું છે. "

"મારે તારૂં એ ડહાપણ નથી સાભળવું ચાલ તૈયાર થા. આજ્ઞાનો ભંગ કરવામા તો તું બહુ હોશીયાર છે એની શીક્ષા ન કરતા હું તને છૂટવાનો માર્ગ બતાવુ છુ છતાય તું તે ન સ્વીકારતા બબડ્યા કરે છે. ચાલ, તીર લે તારી જીંદગી અત્યારે મારા હાથમા છે. સૈનિક, જા એક સફરજન લાવ."

હુકમ થતા જ એક સૈનિક સફરજન લાવવા દોડતો ગયો. " આ છોકરાને સામે ઝાડે બાંધો." એક ઉંચુ વૃક્ષ બતાવતા ગેસ્લરે આદેશ આપ્યો.

સૈનિકોએ વોલ્ટરને પકડયો. વૃદ્ધ ધૈર્યથી ન રહેવાયું. ને લથડતો દોડયો અને ગેસ્લરને પગે પડયો તેની આખોમાથી અશ્રુધાર વહેવા લાગી અને તે ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો " નામદાર ! દયા કરો, દયા કરો ! મારી માલમિલ્કત લઇ લો પણ આવુ ભયકર પગલુ ન લો અને જેલમા પૂરો પણ મારા બાળબચ્ચાને બચાવો."

ગેસ્લર પર આથી કાઇ પણ અસર થઈ નહિ. તે કટાક્ષભર્યા અવાજમા બોલ્યો " શાસનકર્તાઓજ હથીઆરો રાખી શકે પ્રજાને તે રાખવાનો હક નથી પરંતુ તમે લોકો જ્યારે આ ધનુષ્યબાણ રાખતા શીખ્યા છો ત્યારે તેનુ ફળ ચાખો. "

વોલ્ટર, ટેલના જેવો જ વીરપુત્ર હતો એક શયતાન આગળ તેના દાદાને નમના જોઇ તેનાથી રહેવાડ્યું નહિ. તે બોલી ઉઠ્યો-

"દાદા! એ ઘાતકી માણસને પગે પડશો મા! હું એનાથી બીતો નથી. બતાવો હું ક્યાં ઉભો રહું. મારા બાપુ કદાપિ બાણુ ચૂકતા નથી. એ ઉડતા પક્ષીને પણ પાડે છે." રડતે મોઢે કુરટ પ્રજાજનમાં જઇ ઉભો.

"આ ચીબાવલા છોકરાને પણ બાંધો." ગેસ્લરે હુકમ કર્યો.

"શું? મને બાંધો? ના, હું નહિ બંધાઉં. હું શાંત ને સ્થિર ઉભો રહીશ. મને જો બાંધશો તો હું તોફાન મચાવીશ ને ફૂદાફૂદ કરી મૂકીશ"

"એની આંખોએ સારે પાટા બાંધો." ગભરાટથી બીતાં ગેસ્લર બોલ્યો.

"નહિ! મારી આંખો હું ખુલ્લી રાખીશ. હું મારા બાપુના બાણથી બીતો નથી. મારૂં એક આંખનું પોપચું પણ હું હાલવા દઇશ નહિ" આટલું બોલી વોલ્ટર પિતા તરફ વળ્યોઃ "બાપુ! ગભરાશો નહિઃ હું જરાય બીશ નહિ. તમે તમારી દક્ષતા દેખાડો અને આ ઘાતકીને ચીડવો."

વીર બાળક વોલ્ટર આમ બોલી સામેના ઝાડ પાસે જઇને ઉભો તેનામાં અગાધ શ્રદ્ધા ને હિંમત હતી. સૈનિક સફરજંદ લઇને આવ્યો અને તેણે તે વોલ્ટરના માથા પર મૂક્યું. એ સ્થળથી તેણે સો ડગલાં ભર્યાં અને જ્યાં તે પુરા થયા ત્યાં આવીને ઉભો.

ટેલ અત્યાર સુધી સ્થિર ઉભો હતો. અંતઃકરણમાં તે પ્રભુને પ્રાર્થના કરી રહ્યો હતો. પોતાની નીપુણતા પર તેને શ્રદ્ધા હતી પરંતુ પોતાના પુત્ર પર હાથ ક્યાંથી ઉપડે? શયતાન ઉંચે પાટલે બેઠો હતો.

ઉપાય એકે રહ્યો ન હતો સૈનિકોએ લોકોને આઘા ખસેડયા અને રસ્તો ચોખ્ખો કરવામા આવ્યો

સઘળી તૈયારીઓ થઇ રહી એટલે ગેસ્લરે હુકમ કર્યો “ટેલ! ચાલ તૈયાર થા આ જગ્યાએથી તીર ફેંક અને પેલુંસ ફરજંદ વીંધ”

ટેલ લથડતે પગને નિર્દિષ્ટ સ્થળે જઇને ઉભો તેના પગ ચરચરતા હતા. તેની આખોએ અંધારા આવતા હતા તેનો હાથ ધ્રૂજતો હતો, છતાય તેણે ધનુષ્યબાણ તૈયાર કર્યાં

છેલ્લી ઘડી આવી પહોચી એટલે લોકોમા ખળભળાટ થયો પોતાની નજર સમક્ષ આવુ કરપીણુ કાર્ય તે સહન કરી શકયા નહિ. પ્રજાજનનો નેતા વૃદ્ધ વોલ્ટર હતો. તેણે લોકોને શાંત રહેવા વિનતિ કરી, લોકો અત્યારે હથિયાર વિનાના હતા તેમની સામે તલવાર, ભાલા ને શસ્ત્રાન્વિત સૈન્ય હતું જો કાઇ તે ધમાલ કરે વા બંડ ઉઠાવે તો તેમનો ઘાણ નીકળી જાય તેમ હતું પ્રજાજનો, અંદર અંદર વહેચેલો ઝુંડો ન ઉઠાવ્યો અને નૂતનવર્ષ સુધી શાંત રહેવાની પ્રતિજ્ઞા કરી હતી માટે ખીજવાતા હતા ફટલી પર જો નૂતનવર્ષને દિવસે બળવાની શરૂઆત કરવાનો ઠરાવ ન કર્યો હોત તો અત્યારે આ વિકટ વખત જ ન આવત પરંતુ થયુ તે થયુ. લોકો પસ્તાયા પણ હવે ઇશ્વરના હાથમા આ બાજી હતી ગ્રાયતાન ઉપર તે ક્રોધે ભરાયા અને ટેલ અને તેના પુત્ર માટે તેમનો આત્મા કકળવા લાગ્યો. ફર્સ્ટનો જીવ બે તરફ હતો, તેને પ્રજાપક્ષને સાચવવા નો હતો અને જમાઇ ને પૌત્રની જીંદગી જોખમમા હતી તેનો બચાવ કરવાનો હતો તે બીચારો મુંઝવાઇ ગયો હતો તેને બચાવનો એકે માર્ગ જડતો ન હતો.

ટેલે મનને સ્થિર કર્યું. તેણે ગેસ્લર પર નજર નાખી, આકાશ તરફ જોયું. વિદ્યુતવેગે તેણે ભાલામાથી એક બીજું તીર કાઢ્યું અને કમરબંધમા ખોસ્યું. ગેસ્લરનું ધ્યાન ટેલ તરફ હતું. તેની તીક્ષ્ણ આંખોએ એનું આ કાર્ય જોયું પણ તે બોલ્યો નહિ.

ટેલે એક પગલું આગળ ભર્યું: લોકોમાં ભયંકર શાન્તિ પ્રસરી. એ પ્રમાણે ઉભા રહી તેણે શરસંધાન કર્યું અને પુત્ર પર તેની નજર પડી. તેનાં ગાત્ર ઢીલાં થયાં; અને મહા મુશ્કેલીએ આણેલી હિંમત અને ધૈર્ય પલવારમા સરી પડયાં. પુત્રનું મૃત્યુ થશે એ બીકથી તેના હાથ ઢીલા પડયા અને ધનુષ્ય તેના હાથમાંથી હેઠું પડયું.

લોકોમાં ગભરાટ ફેલાયો; અને ગેસ્લરે તેના શિકાર તરફ જોઈ ક્રૂર હાસ્ય કર્યું. સામે ઝાડ પાસેથી વોલ્ટરનો અવાજ આવ્યો: "બાપુ! તીર છોડો. હું જરાય બીતો નથી. તમે લક્ષ્ય કદાપિ ચૂકશો નહિ અને સફરજંદ જરૂર વીંધાશે."

એ અવાજે ટેલમા ચૈતન્ય રેડયું. તેની સરી પડતી હિંમત એકત્ર થઇ અને દૃઢ બની. "એ વિના ઉપાય નથી બેટા!" એમ તે બોલ્યો અને તેણે પુનઃ શરસંધાન કર્યું. લોકોનો શ્વાસ સ્તંભી ગયો. તેમના ચહેરા પર ચિંતાનાં ચિન્હ હતા.

સનનન કરતું તીર છૂટયું. જાણે તે હવામાં સુર કાઢતું હોય, ગાતું હોય એમ આભાસ થયો! મુહૂર્તમાત્રમા સફરજંદ બરાબર મધ્યમા વીંધાઈ નીચે પડયું. વોલ્ટરને સહેજ પણ આંચ આવી ન હતી.

લોકોએ હર્ષ ને આનંદની બૂમો પાડી; અને ગેસ્લર ને તેના

સૈનિકોના મો ઉતરી ગયા.

વૃદ્ધ ફર્સ્ટે દોડી પૌત્રને ઉચકી લીધો અને હૃદય સરસો દાબ્યો તેની આખોમા અત્યારે હર્ષના આસુ હતા પોતાનું બાળક ભયકર વિપત્માથી બચ્યુ હતું માટે તેનું હૃદય જોસભેર ઉછળતું હતું એક સૈનિકે વીંધાયલુ સફરજન્દ ઉચકી લીધુ અને તે ગેસ્લરને આપવા દોડ્યો

“ બાપુ ! સફરજન્દ વીંધાયું છે, અને જુઓ મને તો કશુ વાગ્યુ પણ નથી.” વોલ્ટરે આઘેથી પિતાને બુમ પાડી

કિંતુ ટેલ તો સન્નાટાગ્રસ્ત હતો તે નિસ્તબ્ધ ઉભો હતો તેનુ મન જાણે છૂટેલા તીર સાથે ગયુ હોય એમ લાગતું હતું ! ધનુષ્ય તેના હાથમાથી પડી ગયું હતું આગળ પાછળનુ તેને કશુ પણ ભાન ન હતું તે કશુ પણ સાભળતો ન હતો. અને જોતો પણ ન હતો પ્રજાજનનો આનદધ્વનિ તેની કર્ણેદ્રિયોમા પ્રવેશ કરતો ન હતો લક્ષ્યભેદ થયો કે નહિ તે પણ તે જાણતો નહોતો

વોલ્ટરમા આનદ માતો ન હતો તે ફર્સ્ટ પાસેથી ટેલ પાસે દોડ્યો અને તેને બાઝી પડી હસતે વદને બોલ્યો બાપુ ! હુ તો જરાય બીન્યો નહોતો સફરજન્દ કેવુ સરસ વીંધાયુ, હે બાપુ ! તમે તો અજબ કામ કર્યું

વોલ્ટરના સ્પર્શ ટેલ ઉપર સજીવિની વિદ્યા જેવી અસર કરી તેના જીવમા જીવ આવ્યો અને તે ભાનમા આવ્યો પુત્રને એકદમ તેણે બે હાથમા ઉચકી લીધો અને હૃદય સરસો ચાપી ચુમી લીધો તેના માથા પર હાથ ફેરવતા તે બોલ્યો “ બેટા ! તને વાગ્યુ તો નથીને ! તે વધારે બોલી શક્યો નહિ તે વજ્ર સમાન કઠીન હતો છતાય તેનુ હૃદય કુસુમસમ કોમળ હતું, તેની આખોમા અશ્રુ ભરાયા તેનુ હૃદય

જોસમય ધડકતું હતું અને તે આત્મગત બોલ્યો. "ઓ રે મારા જ પુત્રને માર્યો હોત, પણ ઓ ઇશ્વર! તારી કૃપાથી એ બચી ગયો છે."

જમાઈ અને પૌત્ર સહિસલામત હતા એટલે વૃદ્ધ વોલ્ટરના જીવને નિરાંત વળી. તેણે ઇશ્વરનો પાડ માન્યો. ત્રણે જણ એકમેકને ભેટી પડયા અને વૃદ્ધ વોલ્ટરના મુખમાંથી આટલા જ શબ્દો નીકળ્યાઃ "મારા બાળુડા!..." વોલ્ટર હર્ષમાં કૂદતો હતો કારણ કે આજે તેના પિતાએ મહાન વિજય મેળવ્યો હતો અને તેમાં તે સહાયભૂત બન્યો હતો

એક તરફ હર્ષનું સામ્રાજ્ય હતું ત્યારે બીજી તરફ પાસો ઊંધો પડયો હોવાથી શયતાનના પેટમાં તેલ રેડાયું હતું. ગેસલરે સૈનિકે લાવીને આપેલું સફરજંદ હાથમાં ફેરવ્યું અને ગણગણ્યોઃ "વાત તો ખરી છે. એણે સફરજંદને વીંધ્યું છે, અને તે પણ બરાબર વચમાં." તેણે મો મરડ્યું પણ ટેલની દક્ષતાથી દંગ થયો. શીકાર તેના હાથમાંથી ગયો હતો, એ માટે તેના મો પર ઉદાસીનતા પ્રસરી અને એ ઉદાસીનતામાંય ક્રોધની રેખાઓ તો સ્પષ્ટ જણાતી હતી.



# પ્રકરણ ૯ મું.



## જેલયાત્રા

અદ્ભુત લક્ષ્યભેદ માટે પ્રજાજનો ટેનને અભિનંદન આપવા લાગ્યા પેલો શયતાન હાથ ઘસતો રહ્યો હતો તેથી તે કાબરી ફૂટતા હતા. અત્યારે વિજય પ્રજાજનોનો હતો સૈનિકો તો ચૂપચાપ ઉભા હતા, કારણ કે તેમના સરદારની હાર એ તેમની જ હાર હતી

"ટેલ, ચાલ ઘેર જઈએ." વૃદ્ધ વોલ્ટરે કહ્યું ટેલે શ્વશુરના મકાન તરફ જવાની તૈયારી કરી, એટલામા શયતાનનો સુર સંભળાયો "ટેલ!"

ગેસલર, પ્રજાજન ટેલ અને તેની પ્રજા વચ્ચે વહેતો આનંદસાગર જોઇ ખીજાયો. તેની ક્રૂર કાતીલ દૃષ્ટિ ટેલ પરજ હતી. હડકાયો કૂતરો હોય, એવો તેના વદન પર અત્યારે અભિનય હતો. તેના મગજમા ભયંકર વિચારો ફરતા હતા. એ વિચારોનું ફળ આ ટેલનું આહવાન હતું.

ટેલ પાછો ફર્યો અને બાળક વોલ્ટરને નીચે મૂકતા બોલ્યો: "શી આજ્ઞા છે, હજુર!"

"ટેલ! તે તીર તો આબાદ માર્યું! પરંતુ સત્ય કહે કે તેં પેલું બીજું તીર તારા કમળબંધમા કેમ મૂક્યું હતું." ગેસલરે ટેલને કમરપટામા બાણુ ખોસતા જોયો હતો અને તેમા કાંઇ ટેલનો ભયંકર ઉદ્દેશ હશે એ સંશય આવવાથી પ્રશ્ન પૂછ્યો

"સરદાર, એ તો બાણાવળીનો નિયમ છે, કે બીજું તીર તૈયાર રાખવું જોઇએ અને એ જ પ્રમાણે મે કર્યું હતું" વાત ઉપ

વતાં ટેલ બોલ્યો.

"ટેલ, મને ઉઠાં ભણાવ નહિ. હું કાંઇ એમ માનવાનો નથી: મને કાચા ગુરૂનો ચેલો સમજતો નહિ. ચાલ ખરી હકીકત કહી દે."

ટેલ સાચા દીલનો હતો. શો જવાબ આપવો તે તેને જડ્યો નહિ. તે ચૂપ, એક પણ શબ્દ બોલ્યા વિના ઉભો રહ્યો.

"ચાલ બોલ!" ગેસલરે કહ્યું, "હું તને અભયવચન આપું છું-ગમે તે હશે, પણ જો એ સત્ય હકીકત તું કહીશ તો તે માટે તારી જીંદગીને હું આંચ આવવા દઇશ નહિ."

"જો મને પ્રાણદંડ થવાનો ભય નથી એવું અભયવચન તમેં આપો છો તો સત્ય હકીકત સાંભળો." આમ બોલી, ટેલે કમરપટા-માંથી બીજું બાણ કાઢ્યું અને શાસનકર્તા તરફ કાતીલ દષ્ટિપાત કર્યો. એ દષ્ટિપાતે ગેસલરમાં કમકમાં આણ્યાં.

"સાંભળો હજુર! જો મારા પ્રથમ તીરથી મારા બાળકનું અનિષ્ઠ થયું હોત તો આ બીજું તીર આપ મહાશયના હૃદયને વીંધત; અને એ લક્ષ્ય તો હું કદાપિ ચૂકત નહિ. અવિનય થયો હોય તો માફ કરશો." ટેલે સત્યનું સ્ફોટન કરતાં કહ્યું.

ગેસલર ઝીન પર ઉછળ્યો. તેનું વદન રક્તવર્ણું બન્યું હતું. તેણે રૂદ્રરૂપ ધારણ કર્યું. "અલ્યા, જંગલી ખેડુત! તું મારી સામે બોલવાની આટલી હામ રાખે છે. આટલો બધો અહંકાર! મારે મોઢે બોલતાય અચકાતો નથી. મેં તને અભયવચન આપ્યું છે પણ ફીકર નહિ. તારૂં અવશિષ્ટ જીવન નિર્જન અંધારી કોટડીમાં પુરૂં થશે, સમજ્યો. ત્યાં તારૂં બળ અજમાવજે. મારા રાજ્યમાં તારા જેવા બળવાખોર

માણસો ન જોઇએ. તું જંજીરોમા જકડાયો નથી ત્યાં સુધી મારી જીદગી જોખમમા છે." આટલુ બોલી તેણે સત્તાવાહી અવાજમા હુકમ કર્યો "સૈનિકો, આ હરામખોરને પકડો, બાધો."

સત્ય બોલવાનો આ બદલો હતો. શયતાનોનું સત્ય શત્રુ છે અસત્ય એજ તેમનો ખરો મિત્ર છે. ટેલ સત્ય બોલ્યો માટે જ શય તાનના પંઝામા સપડાયો, નહિ તો ન સપડાત. પરંતુ અસત્ય ને અન્યાયથી મેળવેલી વસ્તુઓ અનંત હોતી નથી, ટુંક વખતમા જ તેમનો અંત આવે છે. સત્યનો બેલી રામ છે અને ટેલે એજ પથ ઉપર પ્રયાણ કર્યું.

પકડવા આવતા સૈનિકોને તેણે બૂમ પાડી "અડક્યા તો યાદ રાખજો જાનથી મારીશ." શાસનકર્તાના આ અન્યાયી હુકમથી ટેલના રોમેરોમમા ક્રોધ પ્રસર્યો હતો તેનામા સખત ઝનુન ભરાયું હતુ. એનું ઉગ્ર સ્વરૂપ જોઇ સૈનિકો ખચકાયા ટેલ એકદમ ઉશ્કેરાઇ ગયો હતો. અને ગેસ્લરને સંબોધી તે બોલ્યો "ઓ જૂલ્મી શાસનકર્તા! આટલું આટલુ સહન કર્યું, તારી ઘોર પરીક્ષામા પસાર થયો છતાય તને નિરાંત ન વળી સત્ય બોલ્યો તેનું આ ફળ! તારો ન્યાય કઇ દુનિયામાથી આવે છે એ સમજાતું નથી!"

"એ રાજદ્રોહીને પકડો. સૈનિકો એના પર તૂટી પડી એને સજ્જડ બાધો." ગેસ્લરે ટેલ તરફ લક્ષ્ય ન આપતા ફરીથી હુકમ કર્યો. પાચદશ સૈનિકોએ ટેલને ઘેર્યો. ટેલ પહેલાં તો સામો થયો પણ દશ માણસ આગળ એક માણસ શુ કરી શકે. તેને બંધનમા જકડવામા આવ્યો. પિતાની દશા જોઇ બાળક વોલ્ટર તેને બાઝી પડી રડવા લાગ્યો. પ્રેમ ભરી દૃષ્ટિએ, ભીની આખે ટેલ તેના તરફ જોઇ રહ્યો.

લોકોનું ટોળું શાસનકર્તાના આ અન્યાયી કર્મથી ઉશ્કેરાઈ ગયું. પરંતુ તલવાર ને ભાલા તેમની સામે તૈયાર તાક્યા હતા. એ શસ્ત્રોનો અત્યારે તેમના પર અમલ હતો. તેઓ કાંઇ કરી શક્યા નહિ; પરંતુ અંદર અંદરથી બૂમો મારવા લાગ્યા.

ગેસલરે પ્રજાનો જુસ્સો જોયો અને ભયભીત થયો. ટેલને પકડી શાંતિમાં રહેવું એ સહિસલામત નથી, એમ તેને લાગ્યું. યુરી પ્રદેશમાં ટેલ પ્રજાનો માનીતો હતો એ તે જાણતો હતો. જો ટેલને યુરી પ્રદેશના જ કારાગારમાં કેદ કરવામાં આવશે તો લોકો ગમે તે ઉપાયે તેને મુક્ત કરશે, છોડાવશે એમ તેને ખાત્રી હતી. "આને અહીંથી બીજે જ લઇ જવો ઉચિત છે, અને એ માટે એને હું મારા કુસ્નેટ દુર્ગમાં લઇ જઇશ અને કેદ કરીશ. ત્યાં એની મદદે કોઇ પણ આવી શકશે નહિ." એવો વિચાર કરી ગેસલરે સૈનિકોને આદેશ આપ્યો: "ટેલને મારી સાથે કુસ્નેટ લઈ ચાલો. એને ત્યાં કેદ કરીશું."

લોકોના ટોળામાંથી બૂમો સંભળાઇ: "આ કાયદાથી વિરૂદ્ધ છે."

"ચૂપ રહો: તેની તમારે શી પંચાત. કાયદો કરનાર કોણ છે, હું કે તમે." ગેસલરે ખીજવાઇ જઇ બરાડો પાડ્યો.

વોલ્ટર ફ્રર્સ્ટ પ્રજાજનમાં શાંત ઉભો હતો: 'પડ પડતો સદાવડી' એમ માનીને તે ઉભો હતો. પરંતુ આ તેનાથી સહન ન થયું. તે આગળ વધ્યો અને હિંમત એકઠી કરી બોલ્યો: "સરકાર! અમારા દેશનો નિયમ છે કે એક પ્રદેશના માણસને બીજા પ્રદેશમાં કેદ કરી શકાય નહિ. જો ટેલ તમને ગુન્હેગાર લાગતો હોય તો ખુશીથી તેને આજ

પ્રદેશમાં કેદ કરો. આથી ઉધું કરતાં તમે અમારી પ્રાચીન સ્વાધીનતા અને અધિકાર પર હાથ નાખો છો."

"તમારે વળી સ્વતંત્રતા કેવી, અધિકાર કેવો?" દર્પ સ્વરે ગેસ્લર બોલ્યો, "બસ, તમારે મારી હકુમતને તાબે થવાનું છે. મારે તમારી પાસેથી કાયદા શીખવાની જરૂર નથી. જો તમે વધારે ઢીલચાલ કરી તો આ ટેલ જેવી તમારી પણ દશા થશે એમ જાણજો."

આટલું બોલી ગેસ્લરે ઘોડાની લગામ ખેંચી અને સરોવર તરફનો રસ્તો લીધો. સૈન્યને પોતાની પાછળ આવવાની તેણે આજ્ઞા આપી. ફ્લુએલેન આગળ તેની નૌકા ઉભી હતી અને ત્યાં જવા તેણે પ્રયાણ કર્યું.

ગેસ્લરના ગયા પછી, લોકો બંધીવાન ટેલની આગળ પાછળ ફરી વળ્યા. બાળક વોલ્ટર આક્રંદ કરતો હતો. પ્રજાજનો બોલ્યા "અમારી આંખોના નૂર, અમારા રક્ષક! તારા ગયા પછી અમારી શી દશા? અમને નિરાધારને કોણ દોરશે? તારા બંધીવાન થવાથી અમે વગર બંધને જકડાયા છીએ."

ટેલે લોકોની સ્થિતિ જોઇ તેને રૂટલી પરની પ્રતિજ્ઞા યાદ આવી પણ તે બહાર ન પાડતાં તે બોલ્યો. "વ્હાલા ભાઇઓ! હું તો જાઉં છું પણ તમે હિંમત હારશો નહિ અને ઉતાવળા થશો નહિ. શાંતિથી તમારો કાર્યક્રમ પુરો કરજો, તેમાં જરા પણ ઢીલા થતા નહિ. સહન કરવું, એ તો એક પરીક્ષા છે અને તેમાથી પસાર થઇ આપણે ધ્યેય નજદીક આવતા જઇએ છીએ."

એટલું જ તે બોલ્યો, અને લોકોએ પ્રત્યુત્તર આપ્યો "તારી શુભ વાન્છના એજ અમારો વિજય છે"

શાસનકર્તાના સૈનિકોમા કેટલાક સ્વીસવાસીઓ પણ હતા. તેમના હૃદયમા દેશબંધુ માટે પ્રેમ હતો. પરંતુ ઓસ્ટ્રીયન સરકારના નોકર હોઇ તેમને શાસનકર્તાની બીક હતી. એ સરદારના અમલ નીચે તે હતા, અને તેને પૈસે પેટ ભરતા હતા. પેટ માટે તે પરસ્વાધીન બન્યા હતા. અત્યારે ગેસલરના ગમન પછી પ્રજાજન તરફ તેમની હકુમત નરમ પડી. ટેલને સૈનિકોએ પ્રજાજન સાથે મળવા દીધો.

વોલ્ટર રડતો હતો; અને એ ટેલ સહન કરી શકતો નહોતો. ટેલ પુત્રનું સાંત્વન કરી શકે તેમ નહોતો કારણ કે તેના હાથ બાંધેલા હતા. તે એજ સ્થિતિમાં નીચો વળ્યો અને પુત્રને ચુંબન કરતા બોલ્યોઃ "બેટા! હિંમતવાન બન! શાંત થા, અને તારા દાદા-સાથે તારી મા પાસે જા."

ઓસ્ટ્રીયન સૈનિકોએ ઉતાવળ કરી; મોડુ થયું હોવાથી સ્વીસ સૈનિકો પણ ગેસલરથી બીન્યા. એ જાણતા હતા કે અત્યારે કાંઈ અવનવુ બને માટે ગેસલર ઉંચોનીચો થતો હશે. "ટેલ, વખત થાય છે માટે ચાલ." તેમણે કહ્યું.

"આ ચાલ્યો." એમ ટેલે સૈનિકોને કહ્યુ, અને "ભાઇઓ, રામરામ!" એમ બોલી પ્રજાજનની રજા લીધી. સૈનિકો સાથે જતા તેણે પગ ઉપાડયા પણ તે ચાલી શક્યો નહિ કારણ કે વોલ્ટર પગે બાઝી પડયો હતો. વૃદ્ધ વોલ્ટરે એને ત્યાંથી લઈ લીધો અને દુખાતે હૈયે ટેલ દેશબંધુઓને છોડી શત્રુઓ સાથે ચાલ્યો.

પ્રજાજન, એ જતા દેશનેતા તરફ જોઇ રહ્યા. તેમના હૃદય અંધકારપૂર્ણ બન્યા હતા, અને મુખ પર વિષાદની રેખાઓ હતી. એમની કકળતી આંતરડીઓમાથી કેટલાય શાપો શાસનકર્તા પર પડતા

હતા. એ શાસનકર્તા સામે થવાને તે તલપાપડ થઇ રહ્યા હતા પરંતુ તેમને હજુ નૂતનવર્ષ સુધી થોભવાનું હતું. ઉતાવળા બનવામાં માલ નહોતો; અને તેમ કરવાથી અનિષ્ટ પરિણામ આવે તેમ હતું. તેઓ સંપૂર્ણ રીતે તૈયાર નહતા અને તેથી સંગીન કાર્ય કરવાને અશક્તિમાન હતા. શાસનકર્તાના હાથમાં પશુબળ હતું અને તે સર્વસત્તાધિકારી હતો.

નૌકા આગળ ગેસ્લર ટેલની રાહ જોતો ઉભો હતો. સૈનિકો સહિત ટેલને આવતો જોઇ એના પેટમાં ટાઢક વળી ધક્કો મારી ટેલને હોડીમાં હડસેલવામાં આવ્યો, અને ગેસ્લરે તેને અપમાનસૂચક શબ્દો કહ્યા. ટેલ બન્ને બાજુએ શસ્ત્રસજ્જીત સૈનિકોથી રક્ષાયલો હતો. તેના ધનુષ્યબાણ ખેંચી લઇ સામેના પાટીઆ પર ફેંકી દેવામાં આવ્યા હતા. ટેલ અત્યારે રાક્ષસના પંજામાં હતો. એક જગન્નિયંતા સિવાય તેનું સહાયક કોઇ ન હતું. અને ટેલ તેની જ પ્રાર્થના કરતો હતો.

ગેસ્લરે આસન ગ્રહણ કર્યું, અને નૌકા છોડવામાં આવી. હોડી એ સરોવરના નીલ જળપર તડસડાટ ચાલી, અને એની સાથે યુરી પ્રદેશનો આત્મા પણ ચાલ્યો.

વેલ્ટર ફર્સ્ટ, બાળક વેલ્ટરને લઇ દુ:ખના ડુંગર નીચે દબાઇ પુત્રિને આશ્વાસન આપવા પ્રયાણ કરી ગયો.



# પ્રકરણ ૧૦ મું.

છટ્કયો.

સ્વીટ્ઝરલેન્ડના સરોવરોમાં તોફાન જોતજોતામાં થાય છે. એ તોફાન પ્રચંડ વંટોળીઆને લીધે જ ઉત્પન્ન થાય છે. આ તોફાનો એટલા ભયંકર હોય છે કે સ્વીસ લોકો એમનાથી બીતા અને એમણે એ પ્રચંડ પવનોને અમુક નામ આપેલા. દક્ષિણનો પવન બહુ જ તોફાની અને વિનાશક ગણાય છે, તેનું નામ ફોન પાડ્યું હતું. જ્યારે આ ફોન દેવતા કોપાયમાન થતા ત્યારે સ્વીસ લોકો ઘરમાં અગ્નિનું નામ કે નિશાન પણ રાખતા નહિ. આ વાયુ એટલો સુસવાટ કરતો વાતો કે અગ્નિની જ્વાળાઓ ઉછળતી અને કેટલાય કાષ્ટના બનાવેલા મકાનો ભસ્મિભૂત થતા.

લ્યુસર્ન સરોવર એ એક અતિ સુંદર અને અનુપમ સરોવર છે. પરંતુ તોફાનના વખતમાં એનું સૌંદર્ય બીષણતામાં ફેરવાઇ જાય છે. દક્ષિણ પવનના ઝપાટામાં એ કેટલાય વખત આવી જતું અને ત્યાં વરૂણરાજનું બીષણ શાસન થઈ જતું. આજે લ્યુસર્ન સરોવર પર ગેસ્લરની હોડી જઇ રહી હતી અને એવા જ ભયંકર તોફાનનો આરંભ થયો.

પ્રચંડ પવનથી સરોવરની સીધી સપાટી ક્ષુબ્ધિત બની અને મોજાંઓ ચઢ્યા. પવન બીષણ સુરો કાઢતો હતો, અને જાણે એ સુરોમાં તલ્લીન બની, સરોવર મોજાંઓ દ્વારા અતિ વેગથી અનવરત મસ્તક ધૂનન કરતું હોય એમ લાગતું હતું' કાળા વાદળથી આકાશ

ઘેરાયું હતું અને કડાકા થતા હતા. વિદ્યુતના ઝબકારા એ કાળાશમાં તેજ પાડતા હતા. ભલભલા ખારવાઓ પણ આ તોફાન સામે બાથ ભીડતા ન હતા. આજે તોફાનના ચિન્હો જોતાં જ તે સરોવરમાંથી નીકળી ગયા અને એટલી વાર આરામ મળશે એમ માની ઘર તરફ ચાલ્યા ગયા.

ફીનારા પરથી ગેસ્લરની નૌકા છૂટી ત્યારે કાળાં વાદળ ઘેરાતાં હતાં. પરંતુ ગેસ્લરનું તે તરફ ધ્યાન નહતું. પવનનો જોસ વધતો હતો એ તરફ પણ કોઇનું લક્ષ્ય નહતું. નૌકા થોડે દૂર પહોંચી અને આ લક્ષણોએ ખરૂં સ્વરૂપ ધારણ કર્યું અને તોફાનનો આરંભ થયો.

'પિતા પાસે પોતાના બાળક પર તીર છોડાવ્યું' માટે પ્રકૃતિદેવી જાણે આજે અસંતુષ્ટ થઇ હોય અને પોતાનો ક્રોધ, પ્રદર્શિત કરતી હોય એમ જણાયું ! પહેલાં કરતાં જાણે આજે તોફાન બહુ-ભયંકર હોય એમ લાગતું હતું. પાપીને શીક્ષા આપવા આ જાણે દૈવી કોપ હતો ! આજ ગેસ્લરના માથાનો શત્રુ મળ્યો હતો; અને એ શાસનકર્તાનોય અધિષ્ઠાતા અત્યારે તેને શીક્ષા આપવાને ઉપસ્થિત થયો હતો. પરંતુ એકને લીધે બિચારા કેટલાક નિર્દોષ જીવો તેમાં સપડાયા હતા. ટેલ જેવા પુણ્યાત્માને એ પાપીના સહવાસનું પાપ લાગ્યું હોય એમ એનો જીવ પણ જોખમમાં હતો.

પ્રચંડ મોજાં ઉપર નાની હોડી રમકડાની માફક નાચતી હોય એમ જણાતી હતીઃ ઘડીમાં ઉંચે ઉછળતી અને ઘડીકમાં નીચે પછડાતી. સરોવર રાક્ષસના ઉઘડેલા મુખ જેવું ભાસતું હતુ, અને આ નાનકડી હોડીને ઓહિયાં કરવાને તત્પર હોય એમ જણાતું હતું. ખલાસીઓ પ્રાણપણે હલેસાં મારતા હતા, હોડીને કાબુમાં રાખવાની તરકીબો

રચતા હતા. પરંતુ હોડીમાં ઉછળી ઉછળીને આવતું જળ ભરાતુ હતું. બચવાનો એક પણ માર્ગ રહ્યો ન હતો, અને મૃત્યુ હાથવેંતમા હતું.

સુકાન હાથમા ઝાલી, મૃતતુલ્ય બની કેપ્ટન ઉભો હતો. તેણે બચવાની સર્વ આશાઓ છોડી દીધી હતી. તે ઓસ્ટ્રીયાનો વતની હતો એટલે સ્વીટ્ઝરલેન્ડના સરોવરોથી બરાબર વાકેફગાર ન હતો. તેણે તેના જન્મારામા આવા તોફાન જોયા ન હતા, અને અનુભવ-વિહુ હોય તેની સ્થિતિ શોચનીય હતી. તેને તો એમ જ લાગતું કે નૌકા આ ડૂબી!

ઝબ્બો લોટપોટ લગાવી, ગેસ્લર શાત અને સ્થિર તેની જગ્યાએ ચોટચો હતો. તે હાલતો ન હતો કે ચાલતો ન હતો, પરતુ હોડીના ઉછળવાથી તે આમને તેમ અથડાતો હતો. તેની ઇન્દ્રિય અત્યારે શાત હતી. મૃત્યુ આવી પહોચ્યુ છે એમ તેને દઢ ખાત્રી થઇ ગઇ હતી.

નૌકામા બેઠેલા માણસો, આમ આ દુનિયા ને પેલી દુનિયા વચ્ચે લટકતા હતા. એક ખલાસી તરંગના આઘાતથી લથડી ગેસ્લરના પગ આગળ પડચો. તોફાન જોઇ એ હબકી ગયો હતો એટલે તેણે ગેસ્લરને કહ્યું "સરકાર! આપણે કેટલી ભયકર વિપદમા આવી પડ્યા છીએ તે આપ જુઓ છો. આપણને આ સંકટમાથી બચાવી શકે એવી અદ્વિતીય માત્ર એક જ વ્યક્તિ છે એ એકલી જ વ્યક્તિ આપણને આ ભયંકર તોફાનમાથી સહિસલામત કિનારે લઇ જઇ શકે તેમ છે."

ગેસ્લરની નિરાશામા અમર આશાના અંકુર ફૂટ્યા. તે ઉત્સુકતાથી બોલી ઉઠ્યો "એ વ્યક્તિ કોણ છે? કયા છે? જલ્દી બોલ, એકદમ બતાવ."

ખલાસી આરબમાં બોલતા અચકાયો પરંતુ બખત વિકટ હોવાથી હિંમત કરી બોલ્યોઃ "એ વ્યક્તિ આપનો બધીવાન વિલીયમ ટેલ છે. એ મહા નિપુણ ખલાસી છે, સરોવરના એકેએક ભાગથી જાણીતો છે. નૌકા ચલાવવામા એ એક્કો છે અને આપણને આ દુઃખમાથી તે ઉગારશે. પછી આપ નામદારનો જેવો વિચાર."

"જા, એને મારી પાસે એકદમ લાવ." ગેસ્લર સંકટમાથી જાન બચાવવા ઉતાવળો બન્યો.

ટેલના બન્ને હાથ બાધેલા હતા અને તે નિરાધાર સ્થિતિમા હતો. તેને બચવાની જરા પણ આશા ન હતી પોતાનું વ્હાલુ કુટુબ તેની નજર સમક્ષ તર્યું. એ મુખકમળો હવે પુન જોવા મળવાના ન હતા એમ તેને લાગ્યું, અને તેની આખોમા અશ્રુ આવ્યા. દેશનું શું થશે એ માટે તેનો આત્મા દુભાતો હતો. અત્યારે બેય તરફ તેને માટે ભયકર આપત્તિ હતી, જો તે બચે તો જન્મભર અધકારમા તેને અવલુપ્ત થઇ મુઆ બરાબર બનવાનું હતું, અને તોફાનમા નૌકા ડુબે તો જળમા સમાધી કરવાની હતી અને જગનમાથી સદાને માટે અદૃશ્ય થવાનું હતું. તે નિરાધારના ને નિર્દોષના આધાર પ્રભુની પ્રાર્થના કરતો હતો.

ખલાસી એને બોલાવવા આવ્યો, અને તે શું હશે એ વિચાર કરતો ગેસ્લર પાસે ગયો. જીવ બચાવવા માટે શયતાને શત્રુને મસ્કો લગાવ્યો, દગાબાજ દોઢો નમ્યો "ટેલ ' તુ એક જબરો નીશાનબાજ અને વળી અત્યત નિપુણ ખલાસી છે, નહિ? આ સંકટમાથી અમને બચાવી શકે એવો તું એકલો જ છે. તુ અમારૂં રક્ષણ કરશે અને અમને સહીસલામત કીનારે લઇ જશે? જો અમને સહાય કરવાની

અને તારો પોતાનો જીવ બચાવવાની તારી ઇચ્છા હોય તો હું તારાં બંધનો તોડી નંખાવું, બોલ!"

"હા, ઇશ્વરકૃપાથી હું તમને બધાને બચાવીશ." ટેલે જવાબ આપ્યો.

"એને બંધનમાંથી મુક્ત કરો" ગેસ્લરે અનુચરને હુકમ કર્યો.

છૂટો થઇ ટેલ સુકાન હાથમાં લેવા જતો હતો ત્યાં ગેસ્લર બોલ્યો: "ટેલ, તું અમને બચાવીશ એટલે કાંઇ તને હું સ્વતંત્ર રહેવા દઇશ નહિ, તને મારા પંઝામાંથી જવા દઇશ નહિ. અમારા પર એટલો ઉપકાર કર્યા છતાં પણ તું મારો કેદી રહેશે, સમજ્યો. તને બદલો મળશે નહિ." શયતાનનું હૃદય ઉપકાર શું ચીજ છે, એ સમજી શક્યું નહિ.

"હું બદલાની આશા રાખતો નથી, સ્વાશ્રયી છું. તમને બચાવવાને હું તૈયાર છું અને તમને બચાવીશ." ટેલે ઉદારતા દર્શાવતાં કહ્યું, પણ એ શબ્દોમાં વ્યંગ હતો.

ટેલે સુકાન હાથમાં લીધું અને ખલાસીઓને તેણે હુકમ આપવા માંડયા. તોફાન તો હજુય એટલું ને એટલું જ ગર્જના કરતું હતું; મોટાં મોટાં મોજાં પુર જોસમાં દોડી ઉપર ધસી આવતાં હતાં. પરંતુ ટેલના સુકાનીપણા નીચે નૌકા સ્થિર બની અને આગળ વધવા લાગી. ખલાસીઓને ટેલે જોરથી હલેસા મારવા ઉત્તેજીત કર્યા, અને એ લોકો નૂતન આશા અને ઉત્સાહથી જોર કરવા લાગ્યા. ટેલની ખૂબીથી, આજ્ઞાથી તેમનામાં નવનનું ચૈતન્ય રેડાતું હતું.

" ટેલ આગળ વધી, અંધકાર અને જલપ્રલયમાં થઇ જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી દ્રષ્ટિ ફેંકતો હતો. એક તરફ નૌકાને તે કાબુમાં

રાખતો હતો, અને બીજી તરફથી પોતાના મનનો ઇરાદો પાર પાડવા, જમીન પર કુદી પડવા જગ્યા જોતો હતો. એ જગ્યા નજદીકમાં જણાઈ અને ટેલની નજર પોતાનાં ધનુષ્યબાણ ક્યાં પડ્યાં છે, એ ખોળવા ફરી; થોડે દૂર પાટીઆ પર એ પડેલાં હતાં. એ જગ્યાથી ટેલ બરાબર વાત હતો. ત્યાં માત્ર સાહસી મનુષ્યો જ નૌકામાંથી ઉતરી શકે તેમ હતું. આ સ્થળે એક ખડક સરોવરની અંદર આવેલો હતો અને તે ઉપર કુશળતાથી ઉતરી શકાતું; અને ફાળ ખોઈ તો માણસ સીધો સરોવરને તળીએ જતો. ટેલે નૌકા ખડકના કીનારાની પાસે પાસે લીધી. નૌકાને ખડકની ઠેઠ પાસે લાવી, ચકોર ટેલે ત્વરીત ગતિએ ધનુષ્યબાણ હાથમાં લીધાં, અને શરીરનું સઘળું જોર એકઠું કરી જાનની દરકાર રાખ્યા વિના તે કીનારા પર કુદી પડ્યો. કુદકો મારતાં ટેલે અજબ કામ કર્યું. નૌકા કીનારે ન આવે માટે તેણે કુદકો મારવાની સાથે એક જોરથી એડી વતી હોડીને પાછો ધક્કો માર્યો. એ ધક્કાના પ્રભાવથી નૌકા પુનઃ સરોવરના તોફાનમાં ફસાઈ.

નાવિકોમાં હોહાકાર જામ્યોઃ પરંતુ ટેલ સ્વતંત્ર બન્યો. તે શયતાન શાસનકર્તા તેમ જ ભીષણ તોફાનમાંથી મુક્ત થયો. દુશ્મનો અત્યારે તેની પાછળ પડી શકે તેમ ન હતા. ખડક ઉપર ઉતરતાં જ ટેલ પર્વતારોહણ કરી, વન મધ્યે અદ્રશ્ય થઇ ગયો.

ટેલ કુદી પડ્યો, એ જોતાં જ ગેસ્લરે ક્રોધીત થઇ બુમો પાડી; પણ એના એ બકવાદને સાંભળવા કોણ ઉભુ રહ્યું હતું? હોડી મોજાંઓમાં અથડાતી કીનારાથી આઘી જતી રહી. ઓસ્ટ્રીયન ખલાસીઓની એ જગ્યાએ જવાની હિંમત ચાલી નહિ, કારણ કે ખડક સાથે

રાખતો હતો, અને બીજી તરફથી પોતાના મનનો ઇરાદો પાર પાડવા, જમીન પર કૂદી પડવા જગ્યા જોતો હતો એ જગ્યા નજદીકમા જણાઈ અને ટેલની નજર પોતાના ધનુષ્યબાણ કયા પડયા છે, એ ખોળવા ફરી, થોડે દૂર પાટીઆ પર એ પડેલા હતા. એ જગ્યાથી ટેલ બરાબર જ્ઞાત હતો. ત્યા માત્ર સાહસી મનુષ્યો જ નૌકામાંથી ઉતરી શકે તેમ હતું. આ સ્થળે એક ખડક સરોવરની અંદર આવેલો હતો અને તે ઉપર કુશળતાથી ઉતરી શકાતુ, અને ફાળ ખોઈ તે માણસ સીધો સરોવરને તળીએ જતો. ટેલે નૌકા ખડકના કીનારાની પાસે પાસે લીધી નૌકાને ખડકની ઠેઠ પાસે લાવી, ચકોર ટેલે ત્વરીત ગતિએ ધનુષ્યબાણુ હાથમા લીધા, અને શરીરનું સઘળુ જોર એકઠું કરી જાનની દરકાર રાખ્યા વિના તે કીનારા પર કૂદી પડયો. કૂદકો મારતા ટેલે અજબ કામ કર્યું નૌકા કીનારે ન આવે માટે તેણે કૂદકો મારવાની સાથે એક જોરથી એડી વતી હોડીને પાછો ધકકો માર્યો. એ ધક્કાના પ્રભાવથી નૌકા પુન સરોવરના તોફાનમા ફસાઇ

નાવિકોમા હોહાકાર જામ્યો. પરંતુ ટેલ સ્વતંત્ર બન્યો તે શયતાન શાસનકર્તા તેમ જ બીજપણ તોફાનમાથી મુક્ત થયો દુશ્મનો અત્યારે તેની પાછળ પડી શકે તેમ ન હતા. ખડક ઉપર ઉતરતા જ ટેલ પર્વતારોહણ કરી, વન મધ્યે અદશ્ય થઇ ગયો.

ટેલ કૂદી પડયો, એ જોતા જ ગેસલરે ક્રોધીત થઇ બૂમો પાડી, પણ એના એ બકવાટને સાભળવા કોણ ઉભુ રહ્યું હતું ? હોડી મોજાઓમા અથડાતી કીનારાથી આઘી જતી રહી. ઓસ્ટ્રીયન ખલાસીઓની એ જગ્યાએ જવાની હિંમત ચાલી નહિ, કારણ કે ખડક સાથે

નૌકા અથડાઇ ભાગી ચૂરેચૂરા થવાની દહેશત હતી. એમની સ્થિતિ પહેલાના જેવીજ થઇ રહી.

નિરાશામા પણ ખલાસીઓએ છેલ્લો પ્રયત્ન આદરવાનો નિશ્ચય કર્યો અને તે માટે તેમનામા જોર આવ્યુ. તેમણે પૂર જોસથી હલેસા મારવા માડયા. દૈવી કોપ શાંત પડવા માંડયો અને ભયંકર તોફાન શમવા લાગ્યું. પ્રચંડ પવન, ધીમે ધીમે વાવા લાગ્યો, અને નૌકા દુશ્મનો જતા રહેવાથી નિર્સંકટ બની.

થોડા કલાક પછી ગેમ્બર ભીંજાઇ ગયેલા વસ્ત્રોવાળો, થાકીને લોથપોથ થઇ ગયેલો, પરંતુ નિર્ભય બની, તેના દયમહિન શ્રીઝ-પ્રદેશના કીનારા પર ઉતર્યો

## પ્રકરણ ૧૧ મું.



### અત્યાચારીનો અંત.

ગેસ્લર ભયંકર આપત્તિમાંથી બચ્યો ખરો, પરંતુ તેના વદને વિષાદ છાયો હતો; તેના હૃદયમાં દાવાનળ પ્રગટ્યો હતો. ટેલ છટકી ગયો એ તેને સાલતું હતું. નૌકામાંથી અવતરણ કરી, અશ્વ પર આરૂઢ થઇ ઉદાસીન ચહેરે ક્યુસ્નેષ્ટ દુર્ગ તરફ રવાના થયો. તેણે કોઇ પણ વ્યક્તિ સાથે વાત કરી નહિ, કારણ કે તેના વિચારોમાં દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું, ત્યાં તેનું મન રોકાયું હતું. સમગ્ર સ્વીસ લોકો ઉપરાંત વિશેષતઃ પેલા ટેલને સજા કેમ કરવી એ વિચારો તેના મગજને ભમાવી નાખતા હતા.

ગેસ્લરની સ્થિતિ આવી હતી, તો ટેલનું મગજ કાંઇ શાંત ન હતું. તીરસ્કાર અને ક્રોધ એની રગેરગમાં પ્રસર્યો હતો. આજ સવાર સુધી તે શાંત માણસ હતો અને તે શાસનકર્તાની સામે થયો ન હતો પરંતુ અત્યારે તેની અવસ્થામાં આસમાનજમીનનો ફેર થયો હતો. ગેસ્લરના નિષ્ઠુર પરિહાસથી તેની કાયાપલટ થઇ હતી વેર, વેર ને વેર લેવા તેનું હૃદય તલસી રહ્યું હતું; તેનું ચિત્ત એમાં પરોવાયું હતું. વનના પ્રાણીઓ માટે જ અત્યાર સુધી તેના તીર હતાં, અને તેના મગજમાં ખૂન - વા વેરના ભયંકર વિચારોએ પગપેસારો કર્યો ન હતો. શાસનકર્તા સામે થવા માટે તેણે નૂતનવર્ષ સુધી શાંત રહેવાની પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ ગેસ્લરની આજની નિષ્ઠુરતાએ તેનામાં ઝેર રેડ્યું અને ત

ભયંકર કાર્યો કરવા તત્પર થશે. તીર ફેંકીને પોતેજ પુત્રવધ કરવાની ચેષ્ટા કરી હતી, એ દ્રશ્ય કેમે કર્યું તેના મગજમાંથી ખસતું ન હતું. અનવરત તેની નજર સમક્ષ માથા પર સફરજંદ મૂકેલા ને ઝાડ પાસે ઉભેલા પુત્રની મૂર્તિ તરતી હતી.

સ્વીસ પ્રજા ગેસ્લરના અત્યાચારોથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહી હતી. એ અત્યાચારોનો અન્ત કરવો જોઇએ એમ ટેલે દૃઢ નિશ્ચય કર્યો. એ કષ્ટો અને દુઃખો અસહ્ય હતા. ગેસ્લર હજુય આવાં કેટલાં કર્મો કરશે, એ કહી શકાય તેમ ન હતું. દેશબંધુઓને આ સર્વ દુઃખોમાંથી મુક્ત કરવાનો માત્ર એક જ ઉપાય હતો; તે એ કે એના ઉત્પાદક ગેસ્લરને સ્વધામમાં પહોચાડવો જોઇએ. ટેલે એ ઉપાયની અજમાયશ કરવાનો નિશ્ચય કર્યો, અને ગેસ્લરને આ દુનિયામાંથી દૂર કરવા તે તલપાપડ થઇ રહ્યો.

ટેલે વિચાર્યું કે જો ગેસ્લર તોફાનમાંથી બચ્યો હશે તો તે નક્કી કુસ્નેઇટ દુર્ગ તરફ સીધો જશે. સરોવરથી આ દુર્ગ તરફ જવાનો માત્ર એકજ રસ્તો હતો. આ રસ્તો એક જગ્યાએ એટલો બધો સાંકડો થઇ જતો કે એ જગ્યાને 'હોલો વે' ( Hollow Way ) નામથી ઓળખવામાં આવતી. એ સાકડા રસ્તાની બન્ને બાજુએ ઉંચા ખડકો આવેલા હતા. એજ જગ્યાએ ગેસ્લરને પકડવાનો તેણે નિશ્ચય કર્યો. એ જ જગ્યાએ અત્યાચારીનો અંત અને ભાવિ દેશોદ્ધારની શરૂઆત કરવાનો તેણે મક્કમ વિચાર કર્યો.

આ વિચારોથી ટેલમાં હજારગણી સ્ફૂર્તિ આવી. તેણે વિશ્રામ બિલ્કુલ લીધો નહિ; અને તે સ્થળે પહોંચવામાં વિલમ્બ થાય નહિ માટે તે ઉતાવળે પગલે ચાલ્યો. જંગલો વટાવી દૂત ગતિએ તે 'હોલો વે'

વાગા સ્થાને પહોચ્યો. એ રસ્તા ઉપરથી કેટલાય માણુસો પસાર થતાં હતા, પરંતુ એટલમા કોઇનું રહેઠાણુ ન હતું એટલે ટેલમાટે એ જગ્યા સહિસલામત હતી નાનાવિધ સ્થળોના માણુસો ટેલની દષ્ટિએ પડ્યા અને એ સર્વ પોતપોતાના કાર્યોમા પ્રવૃત્ત હતા.

પથિકોમા ટેલે એક દયા ઉપજાવે એવી દુખી અબળાને જોઇ, એની સાથે તેના નાના બાળકો હતા એ સ્ત્રીના સ્વામીને ગેસ્લરે કારાગારમા ખોસી ઘાલ્યો હતો એ બીચારો ગરીબ માણુસ હતો. મહા મહેનતથી પરસેવો ઉતારી તે આજીવીકા પ્રાપ્ત કરતો હતો રીગીની ટોચે ભયંકર ખડકોની અણીઓ પરથી ભાજીપાલો ચૂટી લાવી તે વેચતો. પેટ પુરૂ કરવા માટે અધાગ આવે એટલી ઉંચાઇએથી તે ભાજીપાતો લાવતો અને એ માટે ભનભલા પશુઓ પણ ન જાય એવા સ્થળોએ જતો ગેસ્લરને તેની જીંદગી પર દયા ન હતી. એના કારાવાસથી તેની સ્ત્રી ને બાળકો ભુખે ટળવળતા હતા. આ અબળા ગૃહહીન બની ભીખ માગતી કરતી હતી અને મળે તે ટુકડો વીણી ખાતી હતી તે આ જગ્યાએ અત્યારે ગેસ્લરને પતિની મુક્તિ માટે પ્રાર્થના કરવા, તેને પગે પડી કહેવા આવી હતી. આ 'હોલો વે' આગળ ઉભા રહી તેનો રસ્તો રોકવાનો તેણે ઘરાદો રાખ્યો હતો, કારણુ કે શાસનકર્તાને ત્યાં સાંભળ્યા વિના ચાલેજ નહિ, એમ હતું.

બધા પથિકોને પસાર થતા અને આ દુખી બાઇને ઉભેલી જોઇ ટેલને દયા આવી. તે તેની પાસે ગયો અને પૂછ્યુ "બાઇ! તું અહિં કેમ ઉભી છે? તું બહુ દુખી જણાય છે."

'હા, બાઇ તમારૂં અનુમાન ખરૂ છે. સયતાન શાસનકર્તાના કર્મે મારી આ દશા થઇ છે" એમ કહી તે સ્ત્રીએ પોતાની કરણ

કથની ટેલને સંભળાવી. ગેસ્લરની ક્રૂરતાની કથા સાભળી ટેલનો નિશ્ચય વધારે દઢીભૂત થયોઃ અને તેના હૃદયમા ક્રોધાગ્નિની જ્વાળાઓ પ્રસરી. તેને ખાત્રી થઇ કે હુ જે કામ કરૂં છુ તે ન્યાયપુરસ્સર અને સત્ય છે.

સૂર્યનારાયણ પોતાના કાર્યમા પ્રવૃત્ત હતા; અને દિવસ ઝપાટા-બંધ જતો હતો. હજુય ગેસ્લર આવ્યો નહિ, પણ ટેલ તો તેની રાહ જોતો ઉભો. છેવટે દૂર તેણે ઘોડાના દાબડાઓનો ધ્વનિ અને માણસોના અવાજ સાભળ્યા. શયતાન આવે છે એમ તેને લાગ્યુ, અને ખડકપર ચઢવા તત્પર થયો પરંતુ અવાજે જ્યારે પાસે આવ્યા ત્યારે સાથે સંગીતરવ અને આનંદપ્રમોદનો ધ્વનિ કર્ણગોચર થયો. વરરાજાની એ જાન હતી અને લોકોમા આનંદ હતો. ત્યા દુ:ખ વા શોકનુ તો ચિન્હ પણ ન હતું. પરંતુ ટેલ અને પેલી દુ:ખી સ્ત્રીમા આનંદ ન હતો. એ આનંદ અનુભવતા લોકો ગેસ્લરના અત્યારોને ભૂલી ગયા હતા પણ ટેલથી તે ભૂલાય તેમ ન હતા. એ લોકોના આનંદની તેના પર કશી પણ અસર થઇ નહિ. તે તો ગેસ્લરની જ ચાતક જેમ રાહ જોતો હતો.

સૂર્યદેવ અસ્તાચળ પર વિશ્રાંતિ લેવા પહોચ્યાઃ અને ટેલે પુનઃ ઘોડાના દાબડાઓનો રવ સાભળ્યો. એ ચોક્કસ ગેસ્લર છે એમ તેને ખાત્રી થઇ. પેલી સ્ત્રીને ખબર ન પડવા દેતા તે સાથી સરક્યો અને ખડકો પર ચઢી, ઝાડી પાછળ સંતાઇ બેઠો. પેલુ દ્વિતીય તીર તેણે તૈયાર કર્યું, અને વાઘ તલપ મારવા તૈયાર થયો હોય તેમ તે શર-સંધાન કરી બેઠો.

દોડતે ઘોડે દૂત 'હોલો વે' માં દાખલ થયો. "શાસનકર્તા આવે

છે, રસ્તો છોડો ! રસ્તો છોડો" એમ બૂમો પાડતો તે આગળ ચાલ્યો ગયો.

ગેસ્લર આવે છે, એમ જાણી પેલી સ્ત્રી બરાબર જગ્યાએ ઉભી. ગેસ્લર તેના મિત્ર અને સૈનિકો સહિત ધીમે ધીમે તુરગ પર આવતો હતો. રસ્તામા સ્વીસ લોકોને પોતે કેમ સખત શીક્ષા કરવાનો છે તેની વાતો કરતો હતો "મે સ્તભ પર ટોપી, એ જગની રોઝાઓની અક્કલનો નીચી નમાવવા માટે મૂકી હતી, એ લોકો અહંકારમા અદ્ધર ડોક રાખી ફરે છે અને એ એમનો મદ ઉતારવા મૂકી હતી. મને ખબર છે કે એ લોકો અદરથી ખળભળી ઉઠ્યા છે. પણ સામા થવાની તેમનામા શક્તિ નથી સમ્રાટ ગમે તેમ કરી તેમની સ્વતંત્રતાનો ઉચ્છેદ કરશે અને સ્વીટ્ઝરલેન્ડને પોતાનું કરશે હું તો હજુ બહુ ઠંડાશથી વર્તતો હતો, પરંતુ એ લોકોએ જ્યારે એમની પૂંછડી હલાવવા માંડી છે તો હુ એને કાપી ન્યાય ફેરી દઇશ સ્વીટ્ઝરલેન્ડમા એક સખત કાયદો હું દાખલ કરીશ અને આ સ્વીસ ખેડુતોને ગુલામ બનાવીશ"

આમ બોલતો ગેસ્લર હોનો વેના મુખ આગળ આવી પહોચ્યો. પેલી સ્ત્રી તેની પાસે જતા બીની તો ખરી પણ હિંમત ધરી, "સરકાર ! અન્નદાતા ! દયા કરો !".. એમ બોલતી ગેસ્લરને પગે પડી

ઓચિંતી આ શી દ્યા વળગી, એ ગેસ્લર સમજી શક્યો નહિ; અને ગુસ્સે થઇ બોલ્યો "કોણ છે ? વચમાથી હઠી જા"

"અન્નદાતા, હુ ભીખારી છુ મારો ધણી જેલમા છે, એને તમે કેદમા નાખ્યો છે. આ છોકરા ભુખે ટળવળે છે માટે અમારા પર

દયા કરી તેને છોડી મૂકો." સ્ત્રીએ ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું.

ગેસ્લરની સાથેના મિત્રને દયા આવી. તેણે કહ્યું "એના ધણીને છોડી મૂકોને: બીચારાં બહુ દુ:ખી જણાય છે."

"એ વાત અહિં ન બને. જા દુર્ગમાં અરજી કરજે." ગેસ્લરે ટુંકમાં પતવતાં કહ્યું. પરંતુ આથી પેલી સ્ત્રીને શાંતિ વળે તેમ ન હતું. તેનું ધૈર્ય ખુટી ગયું હતું.

"એમને એમ તો છ મહિના વહી ગયા; અને એવી તો કેટલીય અરજીઓ કરી પણ કોઇએ દાદ આપી નથી. માટે મારા ધણીને તમે અત્યારે છોડી મૂકવાનો હુકમ કરો."

"કેમ, તું બળજોરીથી મારી પાસે કામ કરાવવા માગે છે? એમ હું જરા પણ ડરવાનો નથી. અને કશું પણ કરવાનો નથી. ચાલ રસ્તામાંથી ખસી જા." ગેસ્લરનો પિત્તો ખસી ગયો અને દાટી આપતો તે બોલ્યો.

સ્ત્રી જાય એવી ન હતી. દુ:ખથી તે કંટાળી ગઇ હતી: અને હવે આ પાર કે પેલે પાર એવો તેણે નિશ્ચય કર્યો હતો. તે ગેસ્લરના ઘોડાની લગામ પકડીને ઉભી અને બોલી: "સરકાર! મને ન્યાય નહિ આપો ત્યાં સુધી હું તમને ખસવા દેનાર નથી. તમારા દમથી હું બીતી નથી. મારા પતિ વિના હું દુ:ખથી કાયર કાયર થઇ ગઇ છું. માટે એ નિર્દોષ માણસને તમે મુક્ત નહિ કરો ત્યાં સુધી હું અહિંથી ખસવાની નથી."

"વચમાંથી ખસી જા, નહિ તો હું તારા પર ઘોડો ચલાવી પસાર થઇશ."

" અરે, તારાથી થાય તે કર. તું મારા પર ઘોડો ચલાવે ત્યાર પહેલા તો હું આ તારા રસ્તા પર સુતી." એમ કહી તે તેના છોકરા સહિત ગેસ્લરના રસ્તા વચ્ચે લાંબી થઈ પડી અને બોલીઃ " શયતાન ! મારા સ્વામીને પણ તેં દુખ દીધું છે, અને હવે તારો ઘોડો અમારા પર ચલાવ અને અમને કચડી નાખી અહિંથી પસાર થા."

આ બાઈના સાહસથી ગેસ્લર ઝીન પર કુદ્યો અને એથી એનામા વધુ રાક્ષસીપણું આવ્યું. તેણે એ દુઃખી જનો પર થઈ પોતાનો ઘોડો ચલાવી જવાનો નિશ્ચય કર્યો, અને ઘોડાને એડી મારવા પગ ઉપાડ્યો......પણ એ ઉપડેલો પગ ત્યાંને ત્યાંજ રહ્યો. એ ઘોડાને અડક્યો નહિ. સનસનાટ કરતું હવામાથી એક તીર આવ્યું અને તેની છાતીમા ભોંકાયુ. કરુણ ચીત્કાર કરતા ગેસ્લર ઘોડા પર ઢળી પડ્યો. અચાનક આ શું થયું, એ કોઇ સમજી શક્યા નહિ. સૈનિકો અને રસ્તાના જનાર લોકો ભેગા થઇ ગયા. ગેસ્લરની જાન બચાવવા ઓસ્ટ્રીયનોએ પ્રયત્નો કર્યા પરંતુ તે સઘળા નીષ્ફળ ગયા.

" આ તીર ટેલનું છે ! " એ ગેસ્લરના અંતિમ શબ્દો હતા અને તેનો પાપી આત્મા, ઇશ્વર આગળ તેના કર્મોનો હિસાબ આપવા પ્રયાણ કરી ગયો એને મરતો જોઇ પેલી સ્ત્રી બોલીઃ " છોકરા જુઓ, શયતાન અત્યાચારીનું કેવું મૃત્યુ થાય છે, તે જુઓ."

આ તીર ક્યાંથી આવ્યું તે માટે ગેસ્લરના અનુચરો ચારે તરફ જોવા લાગ્યા પરંતુ તેમના દૃષ્ટિપથમા કશું પણ ન આવ્યું ગેસ્લર-

નો મિત્ર બોલ્યો " એ ક્યા નરાધમે, આ ઘોર કરપીણ ખૂન કરવાની હિંમત કરી છે ? "

" મેં માર્યો છે, એ અત્યાચારીનું ખૂન મેં કર્યું છે. " ટેલે ઝાડીમાંથી નીકળી, ખડક ઉપર નિર્ભય ઉભા રહેતા જવાબ આપ્યો " પણ એમાં પાપ નથી, ગુન્હો નથી કારણ કે એથી નિર્દોષ પ્રજા એ શયતાનના પંજામાથી બચી છે. મેં શુભ કામ કર્યું છે. "

એ અવાજ તરફ સર્વની દૃષ્ટિ ફરી અને ટેલ નજર સમક્ષ જણાયો. એને જોઇ સૌ સ્તબ્ધીત થઇ ગયા, આશ્ચર્ય સાગરમાં ડૂબ્યા એ આશ્ચર્યસાગરમાથી નીકળતા જ પ્રથમ બોલનાર વ્યક્તિએ બૂમ પાડી " પકડો એને, એ બળવાખોર ખૂની ટેલને પકડો ". —

એકદમ પાચ સાત સૈનિકો એ તરફ દોડ્યા. ખડક ઉપર ચઢી શોધ કરતા, ટેલ કયાય હાથ લાગ્યો નહિ એ બહાદુર નર તો ક્યારનોય ઝાડીઓમાં થઇ, સહિસલામત સરકી ગયો હતો. શિયાળાનો ટુંકો દિવસ હોવાથી અંધારું પ્રસરવા માડયું હતું, અને એથી ટેલને નાસી જવામા વધારે સહાય મળી

હાથ ઘસતા સૈનિકો પાછા વળ્યા. સૈનિકોને સરદારના મૃત્યુ માટે કાંઈ પણ લાગ્યુ નહિ, કારણ કે તે જૂલ્મી અધિકારી હતો.

લોકો મૃત ગેસ્લરની આગળ પાછળ ભેગા થઇ ગયા હતા એના મૃત્યુથી અત્યારે તેમનામા હિંમત આવી હતી. સૈનિકોએ તેમની પાસે તીર ખેંચી કાઢવા માટે મદદ માગી, પરંતુ તેમણે એ શયતાનના શબને અડકવાની તથા તેને સારી સ્થિતિમા લાવવાની સાફ ના પાડી. એ પાપીને અડકવાથી તે અપવિત્ર બને એમ તેમણે જણાવ્યુ.

# પ્રકરણ ૧૨ મું.



## પુનર્મિલન.

સૈનિકોએ પૂંઠ છોડી દીધી એટલે ટેલને નિરાત વળી. તે આખા દિવસનો થાકેલો હતો; સવારનો ઘેરથી નીકળ્યો ત્યાર પછી સહેજ પણ આરામ લેવાનો તેને વખત મળ્યો ન હતો. વિશ્રામ લેવા તે અરણ્યની છુટી જગ્યામાં બેઠો; અને ત્યાંની ખુલ્લી ને મધુર હવાથી તેનો શ્રમ ઉતરવા માંડયો. શારિરીક વિશ્રામ ટેલને મળ્યો પરંતુ તેનું મગજ શાંત પડે તેમ નહતું; તે તો કામ કરી રહ્યું હતું. અત્યારે તે શ્વીઝ પ્રદેશના જંગલમાં હતો; અને આ પ્રદેશમાં પ્રજાનો નેતા સ્ટોફેશર હતો. આ મિત્ર મહાશયને ત્યાં જવાનો તેણે નિશ્ચય કર્યો.

વીરવર ટેલ રજનીના અંધકારમાં અવલુપ્ત થઇ સ્ટોફેશરના ગૃહાભિમુખ થયો, અને પેલા ભવ્ય મકાને પહોંચ્યો. તે આ જ મકાન હતું કે જેને જોઇ ગેસલરમાં ઇર્ષાગ્નિ પ્રજ્વલ્યો હતો, અને ટેલને આનંદ થયો હતો. મનુષ્યની આબાદી જોઇ તેના શત્રુઓ દાઝે બળે છે; અને તેના મિત્રોને આનંદ થાય છે; અને એજ પ્રમાણે ગેસલર અને ટેલને થયું હતું.

રાત્રિનો સમય હોવાથી સર્વત્ર શાંતિ અને ગંભીરતાનું સામ્રાજ્ય હતું. બહુ રાત ગઇ હોવાથી વરનરનું મકાન પણ શાંત હતું. સ્ટોફેશર જે ઓરડામાં સુઇ રહેતો હતો, તેની ટેલને ખબર હતી. એ રસ્તે જઇ ટેલે ધીમેથી બારણું ઠોક્યું. બે ત્રણ વખત ઠોકવાથી

સ્ટૉફેચર નિદ્રામાથી ઝબકી ઉઠયો. આખો ચોળતે ચોળતે, આટલી રાત્રે કાણુ આવ્યુ હશે તેનો વિચાર કરતા તે બોલ્યોઃ "કાણુ છે, એ ?"

"એ ઉઘાડો, હું ટેલ છુ"

ટેલનું નામ સાભળતાજ સ્ટૉફેચર ઉતાવળે ઉઠયો અને દ્વાર ઉઘાડયુ· "આવ, આવ, ભાઇ ટેલ, અદર આવ. તુ અત્યારે ક્યાથી ? મને તો એવી ખબર મળી છે કે તને શાસનકર્તાએ કેદ કર્યો છે. ઇશ્વરની મહેરબાની કે તું પુન મુક્ત થયો છે."

"હું બચ્યો છુ અને સાથે તમે પણ બચ્યા છોઃ ગેસ્લર યમધામમા પહોચ્યો છે." ટેલે ખુશ ખબર સભળાવી અને અદર દાખલ થયો.

"ગેસ્લર મરી ગયો !" સ્ટૉફેચરને આશ્ચર્ય લાગ્યું પણ તેના આનદનો પાર રહ્યો નહિ. "ભગવાન ! એ શયતાના શાસનમાથી મુક્ત કરવા માટે તને ધન્યવાદ હોજો ! પણ ટેલ, એ કેવી રીતે મરી ગયો ?" તેણે પ્રશ્ન પૂછતા કહ્યું

ટેલે અથથી ઇતિ સુધી સવિસ્તર વાત તેને કહી સભળાવી. સ્ટૉફેચર તો સાભળી દીગ થઇ ગયો, અને વ્હાલથી ટેલને બાઝી પડતા બોલ્યો "તે યથાર્થ કામ કર્યું છે રાક્ષસના પજામાથી દેશને મુક્ત કર્યો છે."

આખા દિવસનો ટેલ ભૂખ્યો ને ભડભડતો હતો, અને પરિશ્રમથી થાકીને લોથપોથ થઇ ગયો હતો. સ્ટૉફેચર અતિ મહત્વની વાત સાભળવામા તેની સરભરા કરવાનું ભૂલી ગયો હતો. તેણે ટેલની સ્થિતિ જોઇ, અને ક્ષુધાશાતિ માટે ખાદ્ય સામગ્રી લાવ્યો.

હાય–એ પોઇ ટેલે વૈશ્વાનરમા બલિદાન હોમ્યું અને સાગો ત્વરી ગતિએ ચાલવા માંડયો. રાત્રિ વહી જતી હોવાથી અને ટેલ આખા દિવસનો થાકેલો હોવાથી બન્ને દેશભક્તો સુઇ ગયા. પથારીમા સુઇ રહ્યા પછી થોડી વારમા ટેલ ભર નિદ્રામાં પડયો.

બીજે દિવસે, ટેલ આખો દહાડો ઘરમા જ ભરાઇ રહ્યો. ટેલે બહાર નીકળવાનો વિચાર કર્યો હતોઃ પરંતુ અનુભવી વીડલ મિત્રની સલાહ. એવું સાહસી પગલું લેવાની વિરુદ્ધ હતી એટલે તેણે એ વિચાર માંડી વાળ્યો હતો. સ્ટોફેચરે કહ્યું: " ભાઇ ! તું આજ ઘરમાથી બહાર નીકળતો નહિ, કારણ કે મૃત ગેસ્લરના સીપાઇઓ તારી શોધમાં જ હશેઃ હાથે કરીને વાઘના ડાચામાં પડવું એ મુર્ખાઇ છે." ટેલે આ સલાહને માન આપ્યું.

રાત્રિ પડી એટલે ટેલ નિર્ભય બન્યો. અંધકારમાં તે વરનરને સાથે લઇ, ઘરમાંથી બહાર નીકળ્યો. અત્યારે તે પોતાના યુરી પ્રદેશ તરફ જવાનો હતો. હોડીમાં બેસાડી મિત્રો તેમને સરોવરની પેલે પાર ફ્લુએલેન લઇ ગયા. ગઇ કાલે સવારે જે જગ્યાએ ટેલ એક કેદી તરીકે ઉભો હતો; તેજ જગ્યાએ તે અત્યારે સ્વતંત્ર મનુષ્ય તરીકે ઉતર્યો.

નૌકામાથી ઉતરી ટેલ સીધો શ્વશુર વોલ્ટર ફર્સ્ટના મકાન તરફ ગયો. વૃદ્ધ વોલ્ટરે ગેસ્લરના મૃત્યુની વાત સાભળી હતી અને તે ખુશ થયો હતો. પરંતુ ત્યાર પછી ટેલનો પત્તોજ ન હતો એટલે વિવિધ પ્રકારના સંશયો તેને પજવતા હતા. ગેસ્લરે ટેલને કેદ કર્યો ત્યાર પછી તેણે પોતાની પુત્રિ હેડવીગ અને પૌત્રાનું મહા મહેનતે સાંત્વન કર્યું હતું. હેડવીગે ટેલ કેદ પકડાયો એ જાણીને કલ્પાત કરી મૂક્યું હતું. પરંતુ પિતાના આશ્વાસને તેને શાંત કરી હતી.

નૌકામાંથી નાસી જઈ, ટેલે ગેસ્લરનું ખૂન કર્યું હતું, એ બીના પણ તેણે પુત્રિને સંભળાવી હતી અને તેનું આગલા દિવસનું દુઃખ શાંત કર્યું હતું. ટેલની સૌ રાહ જોતા હતા એ મુક્ત હતો એટલું જ સૌ જાણતા હતા પરંતુ તે કયાં છે તેની કોઈને ખબર નહિ હોવાથી વૃદ્ધ વેલ્ટર તેમજ અન્યના મનમાં અનિષ્ટ વિચારો પણ આવતા હતા. ટેલના આગમનથી એ સઘળા વિચારો નષ્ટ થયા અને ફર્સ્ટની આંખોમાંથી હર્ષના આંસુ સર્યા

સ્વતંત્ર્યના ઉપાસક સ્વીસ લોકો પર પુનર્મિલન માટે ચારે દિશામાં દૂતો મોકલવામાં આવ્યા અને ઉત્સાહથી એ લોકો વેલ્ટર ફર્સ્ટના મકાને ભેગા મળ્યા રૂટલી પર મળ્યા ત્યારે તેમનામાં ભયનો આવિર્ભાવ્ થયો હતો અને એ ગુપ્ત રીતે મળ્યા હતા પરંતુ આજે તેમનો ભય નષ્ટ થયો હતો અત્યાચારી યમધામમાં હતો એટલે તે નિઃશંક હતા આજે તે અહિં ચોરોની પેઠે છુપાતા આવ્યા નહિ. ગેસ્લરના મૃત્યુથી સર્વ આનંદીત થયા હતા

નિર્માણ સમય પહેલા, ટેલે ગેસ્લર પર હુમલો કર્યો હતો અને તેથી તેણે રૂટલી પર લીધેલી નૂતનવર્ષ સુધી રાહ જોવાની પ્રતિજ્ઞા તોડી હતી કેટલાક મહાશયો ગેસ્લરના મૃત્યુથી રાજી થયા હતા છતાંય તેમણે ટેલને પ્રતિજ્ઞા તોડવા માટે ઠપકો આપ્યો ખરું જોતા ટેલે પહેલી જાન્યુઆરી સુધી કોઇ પણ પગલું લેવુંજ નહોતું જોઇતું એવું તેમનું વક્તવ્ય હતું.

"હા, તમે કહો છો એ ખરી વાત છે, અને હું એ બરાબર જાણું છુ પરંતુ તમે સૌ જાણો છો કે હું નિરૂપાય હતો એ કાર્ય મે જાણી જોઇને કર્યું નથી પરંતુ એ અત્યાચારીએ એની મેળે

કરાવ્યુ છે. પુત્રનો ઘાત કરવા તૈયાર થનાર સામે વેર લીધા વિના કયો મનુષ્ય રહી શકે." ટેલે સચોટ દલીલો રજુ કરી.

સર્વને એ વાત માન્ય હતી. દરેક પિતાએ વિચાર કર્યો કે પોતે જો એવા સંકટમા સપડાયા હોય તો એવું જ કાર્ય કર્યા વિના રહેત નહિઃ એવે વખતે પ્રતિજ્ઞા પાળી શકાતી નથી. આથી ટેલ નિર્દોષ ઠર્યો. દરેકે પોતાને ટેલની સ્થિતિમા મૂકી વિચાર કર્યો તો આ પગલું સ્વાભાવિક લાગ્યું.

ટેલે પ્રથમ પ્રહાર કરી દીધો હતો, એટલે કેટલાક લોકોને હવે કાળવિલંબ કરવો એ ઉચિત લાગ્યું નહિ. આરંભ થઇ ગયો તો હવે કાર્ય ચાલું જ રાખવું, એવો તેમનો મત હતો. ઓસ્ટ્રીયા સામે બંડ ઉઠાવવું જ હવે યોગ્ય છે એ માટે આ લોકોએ કેટલીય દલિલો મૂકી પોતાના મતને સમર્થન આપવા માડયું.

પરંતુ એ સ્વદેશપ્રેમીઓમા રૂટલીના ઠરાવને વળગી રહેનારા ઘણા હતા. "નૂતનવર્ષ હવે બહુ જ પાસે છે માટે આપણે ત્યા સુધી થોભવું જ જોઇએ. ઉતાવળ કરવી યોગ્ય નથી" આમ તેમણે પોતાનો વિચાર સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો. બહુમતિ રૂટલીના ઠરાવને વળગી રહીઃ અને સૌ નૂતનવર્ષ સુધી ચાત રહેવા માટે સંમત થયા.

ટેલના મકાને આજે આનંદ પ્રસરી રહ્યો હતોઃ ટેલ આજે સ્વાતંત્ર ને સહિસલામત ઘેર આવશે એવી ખબર વોલ્ટર ફર્સ્ટે મોકલાવી હતી. હેડવીગ અને બાળકો ટેલને મળવા માટે ઉત્સુક બન્યા હતા. અત્યાચારીને મારી સ્વામીએ દેશને જુલમોમાથી મુક્ત કર્યો હતો માટે હેડવીગની છાતી ગજગજ ઉછળતી હતી. તેણે બાળકોને કહ્યું. "વ્હાલા બાળુડા! તમારા પિતાએ દેશનો ઉદ્ધાર કર્યો છે

અને સારી સ્વીસ પ્રજાને દુખમાથી ઉગારી લીધી છે."

"બા, પણ એમા મારો ભાગ હતો એ, બાપુએ બાણ કે ક્યુ ત્યારે હું હાલ્યો કે ચાલ્યો પણ નહોતો, અને સફરજદ વીધાયુ હતું.' વોલ્ટરે પોતાનો હક્ક રજુ કરતા કહ્યુ.

'હા, ભાઇ. તારો તો ફરીથી જન્મ થયો હોય એવુ થયુ છે એમાથી તુ બચ્યો એજ ઇશ્વરની મહેરબાની'" એમ કહેતા હેડવીગ પુત્રને બાઝી પડી

હેડવીગ ઘરકામમા રોકાઈ ટેલનું સન્માન કરવા માટે તેણે તૈયારીઓ કરવા માડી. અત્યારે તેનામા ઉમગ હતો અને તે ઝડપથી કામ કરતી હતી બે ભાઇઓ મકાન બહાર રમવા ગયા

——"ઓ બા, આ બાપુ આવ્યા ." એમ બુમ પાડી ટેલના આગમનની ખબર આપતા વોલ્ટર હર્ષમા કૂદયો અને પિતાને વળગી પડયો બન્ને પુત્રો વેલની માફક પિતાને વીટળાઇ વળ્યા ટેલ એક શબ્દ પણ બોલી શકયો નહિ એ અનિમેષ લોચને જોઇ જ રહ્યો અને તેની આખો ભીની થઇ હેડવીગ હાથમાથી કામ પડતુ મૂકી બહાર આવી, અને ટેલના લાબા કરેલા હાથમા જઇ પડી એ પિતા-પુત્ર ને પત્નિના પુનર્મિલનનો દેખાવ અતિ રમણીય અને હૃદયભેદક હતો, અવર્ણનીય હતો'

સ્વીટ્ઝરલેન્ડમા સર્વત્ર શાંતિ પ્રસરી હતી, લોકોમા બળવાના ચિન્હો સમૂળગા પણ જણાતા ન હતા. અન્ટરવોલ્ડન પ્રદેશમા લેન્ડન બર્ગ જોહુકમીથી રાજ્ય ચલાવી રહ્યો હતો પરતુ પ્રજાજનો તેની સામે થતા ન હતા દ્વિતીય મિલન વખતે બહુમતિ રૂટલીના ઠરાવને વળગી રહી માટે લોકો નૂતનવર્ષ સુધી શાત રહેવાના હતા તે ઉપરથી

ચાત હતા, પરંતુ અંદગ્પાનેથી બગવા માટેના પ્રયાસ તયાગ્યા હતા હતા. ગેસ્લરના મૃત્યુ પછી સમ્રાટે શાસન કરવા નવા ગવર્નર મોકલ્યો ન હતો કારણ કે તે ઓસ્ટ્રીયાની ... હતો. આથી યુરી અને સ્વીઝ પ્રદેશોમા અત્યાચારોની ઓછી બૂમો સંભળાવા માંડી અને લોકોમા સુનેદશાંતિ પ્રસરી

સમ્રાટ અત્યારે લડાઇમા ગુંચાઇ ગયો હોવાથી, સ્વીટ્ઝર્લેન્ડ પર ધ્યાન આપી શક્યો નહિ. તેણે વિચાર્યું કે આ લડાઇ આટોપી બળવાખોર સ્વીસ પ્રજાને હુ સખત શીક્ષા કરીશ અને તેને કચડી નાખી ગુલામ બનાવીશ. તેમનું સ્વાતંત્ર્ય પડાવી લેવુ એ તો મારે મન રમતવાત છે.

સ્વીસ લોકોને તૈયારી કરવાનો સમય બહુ સારો મળ્યો, અને તેમણે સ્વાતંત્ર્યનુ રક્ષણ કરવા માટે, ભવિષ્યના યુદ્ધ માટે કટીબદ્ધ થવા માંડ્યુ



# પ્રકરણ ૧૩ મું

ॐ

## સ્વાતંત્ર્યને પંથે

વખતને વહેતાં શી વાર? જોતજોતામાં નૂતનવર્ષ પણ આવી પહોંચ્યું. સ્વીસ લોકોએ દરેક પ્રકારની તૈયારીઓ કરી હતી; અને પ્રત્યેક જણ લડાઈમાં ચાહોમ કરીને પડવા માટે કટીબદ્ધ થયા હતા.

વિજય મેળવવા માટે સ્વીસ લોકોને ઓસ્ટ્રીયનોનાં તાબામાંના મજબૂત-મજબૂત દુર્ગો હાથ કરવાના હતા. એ દુર્ગોને લીધે ઓસ્ટ્રીયનો સહિસલામત અને અજીત હતા; અને એ માટે સ્વીસ લોકોએ પ્રયાસો આરંભ્યા હતા.

સ્વીઝ અને યુરી પ્રદેશો ગવર્નર ગેસ્લરના જુલ્મમાંથી ટેલના પ્રભાવે બચ્યા હતા. પરંતુ અન્ટરવોલ્ડનમાં હેનરીની આંખો ફોડનાર ઝાલીમ લેન્ડનબર્ગ હજી હયાત હતો; એના અત્યાચારો હજુ બંધ પડયા ન હતા. આ પ્રદેશમાં રોસબર્ગ અને સારનેન નામે બે દુર્ગો હતા અને એ બે દુર્ગોને લીધે ત્યાંના શાસનકર્તાનું જોર હતું. સ્વીસ લોકો એનું એ બખ્તર કાઢી લેવા માગતા હતા.

રોસબર્ગ દુર્ગની દિવાલો ઉંચી અને મજબૂત હતી. એ દુર્ગના દરવાજા અભેદ્ય હતા. બાહુબળથી એ દુર્ગને હસ્તગત કરવો એ શક્ય વાત ન હતી; હલ્લો કરીને એ દુર્ગ પર વિજય મેળવવો એ અસંભવીત વાત હતી. આથી સ્વીસ લોકોએ બળને બદલે કળનો ઉપયોગ કર્યો.

એનેલી નામક એક કિશોર બાલિકા આ દુર્ગમાં પરિચારિકા હતી. એના મુખ પર સદાસર્વદા હાસ્ય મઢેલું હોય એમ જણાતું: દુઃખદ સમયોમાં પણ ઉદાસીનતા જણાતી નહિ. તે પ્રફુલ્લ ને આનંદીત રહેતી. લોકો તેના પર પ્રેમ રાખતા. એનેલી એ લોકો સાથે માયા રાખતી: પરંતુ તે જોર્ગેલી નામક એક કૃષકના પ્રેમપાશમાં પડી હતી. એ કૃષક સાથે લગ્ન કરવા માટે તે વચનબદ્ધ પણ થઇ ચૂકી હતી.

રૂટલી પર પ્રતિજ્ઞા લેનારાઓમાંનો એક આ કૃષીકાર જોર્ગેલી હતો. દેશોદ્ધાર માટે અને ઓસ્ટ્રીયનોને સ્વીટ્ઝરલેન્ડમાંથી ઉચાળા ભરાવવા માટે તે પ્રયાસો આદરી રહ્યો હતો. સ્વદેશપ્રેમ તેની રગેરગમાં વહી રહ્યો હતો. એનેલી અને એના આત્માએ એકમેકને ઓળખ્યા હતા અને તેમનાં હૃદયો મળ્યાં હતાં. તેણે જોયું હતું કે એનેલીમાં પણ સ્વદેશપ્રેમ છે. આથી તે પ્રસંગવશાત્ એનેલીને ઓસ્ટ્રીયનોનો કેમ ઉચ્છેદ કરવાનો છે તેની વાતો કહેતો. એનેલી એ વાતો સાંભળી રહેતી, અને તેનામાં જુસ્સો પણ આવતો: "ઓ ભગવાન ! જો હું પુરુષ હોત તો હું મારા દેશ માટે લડત. પેલા ઓસ્ટ્રીય શાસનકર્તા લેન્ડનબર્ગને હું ધિક્કારૂં છું."

જોર્ગેલીને પૂર્ણ ખાત્રી થઇ કે એનેલી સ્વદેશ માટે ગમે તે કરવાને તૈયાર છે, એનામાં સ્વદેશપ્રેમ છે, અને એ શાસનકર્તાને ધિક્કારે છે. આથી તેણે એક રાત્રે વાત ઉપાડી "એનેલી' તું ધારે. તો મને સહાય કરી શકે એમ છે."

એ સાંભળતા જ એનેલીના ચક્ષુ આનંદમાં નાચ્યાં અને તે બોલી: "કેવી રીતે ? કેવી સહાય કરૂં એ તો બોલ !" તેનામાં આતુરતા હતી, ઉત્સાહ હતો.

નૂતનવર્ષની આગલી રાત્રે એનેલી તેની નાની ઓરડીમાં એકલી બેઠી હતી; એ ઓરડી દુર્ગની દિવાલ ઉપર ઉંચે આવેલી હતી. એ કોઈની રાહ જોતી હોય એમ જણાતું હતું કારણ કે તે કાન દઈને સાંભળતી હતી. એ ઓરડીમાં દીવો નહતો; સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો.

રાત્રિ ધીમે ધીમે વધવા લાગી. દુર્ગમાં ઓસ્ટ્રીયનોના અવાજો બંધ પડવા માંડ્યા. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસર્યું કારણ કે ઓસ્ટ્રીયનો ભર નિદ્રામાં પડ્યા હતા; માત્ર એનેલી અને પહેરા પરના ઝોકાં ખાતા સૈનિકો જ જાગૃતાવસ્થામાં હતા.

ઘડિયાળમાં બારના ટકોરા વાગ્યા અને એ ટકોરાએ એનેલીને કાંઈ બોધ કર્યો હોય એમ તે ઉભી થઈ. તેણે બારી ઉઘાડી, અને છૂપી જગ્યાએ સંતાડેલું ભારે દોરડું કાઢ્યું. પોતાના નાના પણ મજબૂત હાથ વતી દોરડાનો એક છેડો તેણે બારી વચ્ચે આવેલા લોઢાના સળીએ સખત રીતે બાંધ્યો; અને તે બારીમાંથી ડોકીયું કાઢી ઉભી.

નીચેથી ધીમો અવાજ આવ્યો અને એનેલીની તીક્ષ્ણ શ્રવણ શક્તિએ તે સાંભળ્યો. "જોસેફ" તે આસ્તેથી બોલી.

"એનેલી, બધું તૈયાર છે." નીચેથી ધીમો પ્રત્યુત્તર આવ્યો.

એનેલીએ પોતાના કામની શરૂઆત કરી. તેણે આસ્તે આસ્તે દુર્ગદિવાલ નીચે દોરડું ઉતાર્યું અને બારીએથી નીચી વળીને જોવા લાગી. હિંમતવાન હતી છતાંય તે અત્યારે ગભરાઈ અને ભયથી કંપી. તેણે વિચાર્યું કે કદાચ દોરડું તૂટે અથવા તો સળીઓ ભાગે અને તેનો વ્હાલો જોસેફ નીચે તૂટી મરણ પામે; અને એ ભયંકર વિચારથી તેનું મગજ ભમી ગયું.

પાંચ મિનીટમાં તો જોર્જેલીનું બારી આગળ માથું જણાયું, અને સાથે એનેલીની ખીક નષ્ટ થઇ. જોર્જેલી બારીની કોર પર હાથ દઇ ઓરડીમાં કૂદી પડ્યો. અંદર આવતાંજ તે બોલ્યો "શાબાશ ! માર્ગ ગયુંતો "

ત્વરીત ગતિએ કામ કરવાનું હોવાથી તે બારી તરફ વળ્યો. એક મિનીટમાં બારી આગળ બીજું માથું જણાયું અને એમ એક પછી એક કેટલાક માણસોએ તે ઓરડીમાં પ્રવેશ કર્યો એનેલીએ નાખેલા દોરડાની સહાયથી આમ વીશ સ્વીસ સ્વદેશપ્રેમીઓ દુશ્મનોના કિલ્લામાં દાખલ થયા ઓસ્ટ્રીયનો નીરાંતે ઘોરતા હતા.

"ભાઇઓ, તમે જવા તૈયાર છોને ?" જોર્જેલીએ ધીમેથી સાથીઓને પૂછ્યું.

"હા, તૈયાર છીએ." પ્રત્યુત્તર આવ્યો.

જોર્જેલીએ એનેલીને સંકેતથી સમજાવી, અને એ સંકેત અમલમાં મૂકાયો. એનેલીએ ઓરડીનું દ્વાર ઉઘાડ્યું અને બહાર નીકળી ચાલી, પાછળ જોર્જેલી હતો તેણે સાથીઓને કહ્યું "ભાઇઓ ! મારી પાછળ પાછળ આવો !" સ્વીસ લોકોએ અનુસરણ કર્યું અને સૌ એ નામની ઓરડીને છોડી ચાલ્યા.

દુર્ગના કેટલાક ઓરડા વટાવી અને સીડીઓ ઉતરી, આ સ્વીસ મંડળ દુર્ગદ્વારે પહોંચ્યું બે સૈનિકો દ્વાર આગળ ઝોકાં ખાતે ખાતે પહેરો ભરતા હતા. સ્વીસ લોકોએ અહિં આવતાં જરા પણ અવાજ કે ખડખડાટ કર્યો નહતો. અને જે કંઇ સહેજસાજ થયો હતો તે ઝોકાં ખાતા પ્રહરીઓના સાંભળવામાં આવ્યો ન હતો.

વિલંબ કર્યા વિના સ્વીસ લોકો પ્રહરીઓ પર તૂટી પડ્યા અને

તે એક શબ્દ પણ ઉચ્ચારે ત્યાર પહેલા તો તેમના મોઢામા ડૂચા મારી દેવામા આવ્યા. સૈનિકો દુર્ગના બીજા ઓસ્ટ્રીયનોને સાવધાન પણ કરી ન શકયા, અને બંધીવાન બન્યા. દુર્ગદ્વાર આમ સ્વીસ લોકોના કબજામાં આવ્યું.

એક કામ તો પુરૂ થયુ. દ્વારરક્ષા માટે બે માણસોને મૂકી, સ્વીસ સ્વદેશપ્રેમીઓ સેનાપતિને પકડવા તેના ઓરડા તરફ વિદાય થયા. રસ્તો બતાવવા બહાદુર એનેલી આગળ જ હતી. સેનાપતિ આરામથી ભર નિદ્રામા પડયો હતો. અચાનક હુમલો થવાથી તે ગભરાઇ ગયો. સામે હથીયારવાળું મોટું ટોળું જોઇ તે ચૂં કે ચા કર્યા વિના તાબે થયો. તેના હાથને પગ બાધવામા આવ્યા અને તે કેદી બન્યો. સેનાપતિને કેદ કર્યો એટલે આખો દુર્ગ કબજામા આવ્યો.

આમ અલ્પ સમયમા જ આખો રોસબર્ગ દુર્ગ, તરવાર ખેચ્યા વિના, લોહીની નીકો વહેવડાવ્યા વિના, બાહુબલ અજમાવ્યા વિના, યુક્તિથી સ્વીસ લોકોએ હસ્તગત કર્યો; એ કાર્યના અગ્રભાગ લેનાર એનેલી હતો અને તેનેજ લીધે આ વિજય પ્રાપ્ત થયો હતો. રૂટલી પરની પ્રતિજ્ઞા પળી તેમણે નૂતનવર્ષના શુભ દીને સ્વાતંત્ર્યની શુભ શરૂઆત કરી દીધી.

લેન્ડનબર્ગ શાસનકર્તાએ આ દુર્ગમા બીચારી ગરીબ રાંક પ્રજાને અન્યાયથી કેદ કરી હતી, અંધારી કોટડીઓમા પુરી હતી કારાગારનો દરવાજો ઉઘાડી, એ દેશબંધુઓને સ્વીસ લોકોએ મુક્ત કર્યા. એ કારાગાર થોડીવારજ ખાલી રહ્યુ. એમા રાજ્યના મદથી ગર્વીત થઇ ગએલા ઓસ્ટ્રીયન સૈનિકોને પુરવામા આવ્યા. સ્વીસ લોકોએ દુર્ગ પર સખત પહેરો મૂકયો, ઓસ્ટ્રીયન સ્ત્રી કે પુરૂષ કોઇને પણ બહાર જવા

દેવામા આવ્યુ નહિ. આથી દુર્ગમા રહેના ઓસ્ટ્રીયનોને બહારથી સહાય મળવાની આશા રહી નહિ

એટલી પર ઠરાવ કરવામા આવ્યો હતો કે જે દુર્ગનું પતન થાય ત્યા ઉંચી ટેકરીઓ પર તાપણીઓ સળગાવવી, જેથી અન્ય પ્રદેશોમા તેની ખબર પડે. અહિયા સ્વીસ લોકોએ એ પ્રમાણે કરી આસપાસ ખબર મોકલી. ટેકરીઓ પર અગ્નિની જ્વાળાઓ જોતા યુરી અને સ્વીઝ પ્રદેશમા ખબર પડી કે રોસબર્ગ દુર્ગ હાથ લાગ્યો છે.

—

ૐ

## પ્રકરણ ૧૪ મું.



### હડધૂત નોકરશાહી.

અન્ટરવોલ્ડનનો શાસનકર્તા લેન્ડનબર્ગ સારનેન નામક દુર્ગમાં અધિવાસ કરતો હતો, અને એ દુર્ગથી તે ન્યાયનો હતો. આજે નૂતનવર્ષની શરૂઆત છે, અને સારનેન દુર્ગમાં આનંદની ઉર્મિઓ ઉછળી રહી છે. ઓસ્ટ્રીયન લોકો પોતાના હાથમાં સત્તા હતી એટલે સ્વતંત્ર રીતે આમતેમ દમામથી ઉત્તમ પોષાકો પહેરી ફરતા હતા. આ પરદેશીઓ પારકા રાજ્યમાં મહાલતા હતા, અને તે દેશના હક્કદારોને હડધૂત કરતા હતા —

શાસનકર્તા સવારના પહોરમાં પ્રાર્થના કરવા માટે દેવળમાં (Church) જવા નીકળ્યો. સૈનિકો અને અનુચરવર્ગ તેની શોભામાં અભિવૃદ્ધિ કરવા માટે, અને તેનું રક્ષણ કરવા માટે તેની પાછળ હતો. સ્વીસ લોકોને પૈસે આ મંડળીનો દમામ હતો. સ્વીસ લોકો મહેનત મજૂરી કરી પૈસો ભેગો કરતા અને શાસનકર્તા તે ટેક્સ નાખી કે અન્યાયથી દંડ કરી તેમની પાસેથી તફડાવી લેતો. પરસેવો ઉતારી પેદા કરેલો પૈસો હરામીથી શાસનકર્તા હજમ કરતો પરન્તુ એ હરામીથી ભેગો કરેલો પૈસો પચાવવો મુશ્કેલ હતો. એ પૈસામાં તેના નાશનું મૂળ હતું, કારણ કે એથી તેણે ગરીબ લોકોના પેટ પર પગ મૂક્યો હતો, ગરીબ બીચારી પ્રજાને કચડી હતી. એ સ્વીસ લોકોને પૈસેજ શાસનકર્તા પાછળ અત્યારે આટના ઓસ્ટ્રીયનો હતા.

લેન્ડનબર્ગ દુર્ગના દરવાજામાંથી બહાર નીકળ્યો, અને સામેથી આવતા ફ્રૂીકારો સાથે તેને ભેટો થયો. ફ્રૂીકારોને એકી સામટા

મોટી સંખ્યામાં દુર્ગમાં જતા જોઇ તેને વહેમ પડ્યો. કેટલાક ખેડૂતોના હાથમાં ધાન્ય હતુ તો કેટલાકના હાથમાં માખણ ને ઘડા હતા કેટલાક ખેડુતો બકરાં ને ઘેટાં હાંકી લાવતા હતા.

લેન્ડનબર્ગ દરવાજા આગળજ ઉભો રહ્યો "આ લોકો શા માટે ભેગા થાય છે?" તેણે પાછા આવતા સૈનિકને પૂછ્યુ

"સરકાર! એતો આપને નૂતનવર્ષ અભિનંદન આપવા માટે પ્રજાજન ઉપહાર ને ભેટ લઇને આવે છે"

લેન્ડનબર્ગે ખેડુતો પર કાતીલ અને શોધક નજર નાખી. કદાચ આ લોકો અસ્રમર્ઈ હોય એમ તેને વહેમ પડયો. સ્વીસ લોકો પહેલાના વખતમાં પણ આવા તહેવાર ટાણે પ્રસંગે દુર્ગમાં આવતા, પરંતુ તેમને દુર્ગમાં શસ્ત્ર લઈને દાખલ થવાની મનાઈ હતી અત્યારે હવે ખેડુતો પાસે માત્ર નાની લાકડી જોઇ, શસ્ત્ર એક પણ ન જોયુ, એટલે તે બોલ્યો "આ લોકોને ઉપહાર સહિત દુર્ગમાં દાખલ થવા દેજો," આટલુ બોલી તે દેવળ તરફ પ્રયાણ કરી ગયો

લેન્ડનબર્ગના આદેશાનુસાર ખેડુતોને દુર્ગમાં દાખલ કરવામાં આવ્યા. દુર્ગની અંદર બરાબર ગોઠવાયા પછી ખેડુતોએ પોષાક નીચેથી એક તીક્ષ્ણ શસ્ત્ર કાઢ્યુ, આ લોકો તીક્ષ્ણ શસ્ત્ર સંતાડીને સાથે લાવ્યા હતા એ શસ્ત્રને લાકડીના માથા પર બેસાડી દેવામાં આવ્યુ અને નિઃશસ્ત્ર જણાતા સ્વીસ કૃષિકારો શસ્ત્રસજ્જીત બની ઉઠ્યા.

આ ખેડુતોનો નાયક આરનોલ્ડ મેલ્ચથેલ હતો. તેણે એવો પોષાક પહેર્યો હતો કે અંદર દાખલ થતી વખતે શાસનકર્તા કે બીજુ કોઈ તેને ઓળખી શક્યું ન હતું સાથીઓ બરાબર તૈયાર થઈ ગયા છે એ જોઇ, આરનોલ્ડે જોરથી તડાક ફૂંક્યું અને એ અવાજ માટે

દ્વારરક્ષકો પર તૂટી પડયું. એ અવાજ સાંભળતાં જ ત્રીશ શસ્ત્રસજ્જિત સ્વીસ લોકો દુર્ગદ્વાર ઉપર બહારથી ધસી આવ્યા અને સૈનિકો પર હુમલો કર્યો. સૈનિકોને દુર્ગદ્વાર બંધ કરવાનો કે મદદ માગવાનો પણ વખત ન મળ્યો. તેમાના પર બે તરફથી હુમલો હતો, બહારથી અને અંદરથી. તતુડાને અવાજે અને દ્વારરક્ષકના બુમરાણને લીધે અન્ય ઓસ્ટ્રીયન સૈનિકો ભેગા થયા, પરંતુ સ્વીસ લોકોનું જોર વધી પડયું હતું. તે દુર્ગમાં શસ્ત્ર સહિત ઘુસી ગયા હતા અને તેમની સંખ્યા મોટી હતી. મારામારીએ ભીષણ સ્વરૂપ લીધું, પરંતુ છેવટે લોકોને હાથ વિજય ગયો.

એકે એક ઓસ્ટ્રીયનોને કેદ પકડવામાં આવ્યા; અને દેશબંધુઓને સ્વતંત્ર કરવામાં આવ્યા. આ સારનેન દુર્ગે સ્વીસ લોકોને દુઃખી કરવામાં શાસનકર્તાને સહાય કરી હતી. એ દુર્ગમા પ્રજાને પુરવામાં આવી હતી અને તેમના પર અત્યાચારો ગુજારવામાં આવતા હતા, આથી સ્વીસ લોકોને એ દુર્ગ પર વેર હોય એમ તેમણે તેને અગ્નિને સ્વાધીન કર્યો. જોતજોતામા અગ્નિની જ્વાળાઓ વધવા લાગી અને આખો દુર્ગ અગ્નિનારાયણનું મહા બલિદાન બન્યો.

સ્વીટ્ઝર્લેન્ડમા ખબર ફેલાવવા માટે ઉંચા ટેકરા પર તાપણીઓ સળગાવવામાં આવી, અને આ બળતો દુર્ગ એજ તે માટે મોટી નિશાની હતો. સારનેન દુર્ગ હસ્તગત થયો છે એમ આથેના લોકોએ આથી જાણ્યું.

આ વખતે શાસનકર્તા લેન્ડનબર્ગ દુર્ગથી આઘે ખીણમા આવેલા એક ક્ષુદ્ર દેવળમા પ્રાર્થના કરતો હતો. ઉપાસનાગૃહ, ઓસ્ટ્રીયનો અને સ્વીસ લોકો માટે હતું. આ દેવળમાંય સ્વીસ લોકોને

પ્રથમ સ્થાન મળતુ નહિ, અને ગોરસ્ત્રીયનોનો સ્થાન પડતો આજે આ ઉપાસનાગૃહમા સ્કીસપુરૂષો સ્વલ્પ જ હતા, પરન્તુ સ્ત્રીઓથી ઉપાસનાગૃહ ઉભરાઈ ગયું હતું. લલનાઓ પૂર્ણપણે પ્રભુની પ્રાર્થના કરતી હતી. એ પ્રાર્થના પોતા માટે ન હતી પરન્તુ તેમના પતિ પુત્ર પિતા ને ભ્રાતાઓ માટે હતી એમને વિજય પ્રાપ્ત થાય એમ ભગવાન પાસે તે માગતી હતી. એ પ્રાર્થના ઉપરચોટીઆ ન હતી, માત્ર શબ્દોમા નહતી, પરન્તુ તેમના હૃદયના ઉડાણોમાથી આવતી હતી. શાસનકર્તા પ્રાર્થના કરતો હતો પરન્તુ ખરા દીલથી નહિ એના ભક્તિ કે શ્રદ્ધા વિનાના શબ્દો હતા, અને એ શબ્દો પણ સ્વસત્તાને મજબૂત બનાવવા માટે હતા ઇશ્વર, ખરી ભક્તિ તરફ આકર્ષાય છે, નહિ કે આવી ઢોંગી અને શ્રદ્ધાવિહીન તરફ શાસનકર્તા ખરા દીલથી પ્રાથના ન હતો કરતો, એ એના વદન પરથી જણાતું હતું એ માત્ર શીષ્ટાચારને લીધે જ પ્રાર્થના કરવા ઢીંચણ પર પડ્યો હતો. ઢીંચણ પરથી ઉઠવા માટે તે તલપાપડ થઇ રહ્યો હતો જ્યારે સ્ત્રીઓ તો પ્રાર્થનામા લીન થઇ, ત્યાજ ચોટી રહી હોય એમ લાગતુ હતું

ઉપાસનાલયના શાન્ત વાતાવરણમા આધે વાગના તતુડાનો અવાજ સભળાયો, અને એ અવાજ સાભળતા જ કોણ જાણે કેમ સેનાનાયકના હૃદયમા ચીરાડો પડ્યો ને તે ભયભીત થયો એ રવ તેને પ્રલય કાળના ગડગડાટ જેવો લાગ્યો. સ્ત્રીઓ, તથા સ્વલ્પ સ્કીસ લોકોએ તે ધ્વનિ સાભળ્યો અને એમના ડુબાતા દીલ પર તેથી સારી અસર થઇ એ રવ તેમને સ્વતન્ત્રતાનો જયનાદ લાગ્યો. એ તતુડાનો સ્વર કર્ણપ્રિય ન લાગતા તેમને મીઠ્ઠ લાગ્યો. પ્રાર્થના (Sermon) વાચતો પાદરી (Priest) જરા થોભ્યો, અને પછી તેણે કાર્ય શરૂ કર્યું સ્વ

ચાનો હતો તે એ બરાબર જાણતો હતો. એના ગાત અને ગંભીર સુરમા વિજયનો ટંકાર હતો અને એના મુખ પર હર્ષની રેખાઓ હતી.

અલ્પ સમય વ્યતીત થયો, અને દારૂનો ફાફલો એક ઓસ્ટ્રીયન સૈનિક દેવળના દરવાજામા ઘુસ્યો. એનુ શરીર લોહીથી રગાઇ ગયુ હતું, અને એના ચહેરા પર ઉદ્વિગ્નતાના સ્પષ્ટ ચિન્હો હતા દેવળમા જોરથી ઘુસતા જ તેણે બૂમ પાડી "નાસો ! નાસો ! સરકાર ! સ્વીસ લોકો બળવામા ઉઠ્યા છે. તેમણે આપણો દુર્ગ હસ્તગત કર્યો છે, અને બાળી પણ મૂકો છે."

"અલ્યા, બકે છે કે એને શું ગાંડો થયો છે કે શુ ?" લેન્ડનબર્ગે ધુટણ પરથી સફાળા ઉઠના ક્રોધમા કહ્યુ ઉપાસના બધ પડી. દેવળમાના બધાની નજર એ સૈનિક તરફ વળી લેન્ડનબર્ગને એમ લાગુ કે સૈનિક ગાંડો થઇ ગયો છે અથવા તો તે પીધેલો છે

"ખરી વાત કહુ છુ જીવ બચાવનો હોય તો નાસો. સ્વીસ લોકોએ બંડ ઉઠાવ્યુ છે અને તે તમને છોડશે નહિ."

"સ્વીસ લોકોમા બળવો કરવાની હિંમત નથી એ ખેડુતોમા નોકરશાહી સામે બાથ ભીડવાની હામ નથી તારૂ ભેજુ જરા ચસ્કી ગયુ છે કે શુ તે આવી તોપ મારે છે " લેન્ડનબર્ગે ખડખડ હસતા કહ્યુ પરતુ તેનુ હૃદય તેને એમ કહેવા લાગ્યુ કે કદાચ આ વાત ખરી પણ હોય

"હુ સોગન ખાઇને કહુ છુ કે આ સત્ય વાત છે. જો ન માનતા હો, તો સાભળો આ તેમના અવાજો "

સૈનિક આ બોલે કે દેવળમા કોલાહલ જાગ્યો હતો લેન્ડનબર્ગના હુકમે સર્વત્ર શાંતિ પ્રસરી, અને એ શાંતિના સામ્રાજ્યમા સ્વીસ

લોકોની વિજયઘોષણાઓ અને અગ્નિમાં સળગી તૂટી પડતા દુર્ગના કાટનો અવાજ સર્વને કર્ણગોચર થયો.

આ ચોક્કસ પુરાવાથી સૈનિકની વાત લેન્ડનબર્ગને ખરી લાગી અને તેના મોતીઆ મરી ગયા. તે હતાશ થઇ ગયો અને તેણે પલાયન કરવાનો નિશ્ચય કર્યો. તેને ખાત્રી હતી કે સ્વીસ લોકો તેના પર પુરેપુરૂં વેર લેશે તેણે જે અત્યાચારો ગુજાર્યા હતા, એ તેની નજર સમક્ષ તરવા લાગ્યા, અને તેને ગભરાટ છૂટયો. પરસેવાના ટીપા તેના કપાળ પર બાઝયા જો પોતે અહિંયાથી નાસી નહિ જાય તો જીદગી બચવી મુશ્કેલ છે, એમ તેને લાગ્યું એ વિચારોથી તેના પગ ધ્રુજવા લાગ્યા તેણે નાસવા પગ ઉપાડયા અને તે દરવાજા તરફ વળ્યો.

"સરકાર! એક રસ્તેથી તમે પલાયન કરી શકશો નહિ. સ્વીસલોકો એકેએક માર્ગ પર જાપ્તો રાખીને બેઠા છે." સૈનિકે શાસનકર્તાનો વિચાર સમજી પરિસ્થિતિ સમજાવી

'ત્યારે હવે મારે કરવું શું' કઇ ઉપાય છે?" લેન્ડનબર્ગ તદ્દન નિરાશ થઇ બોલ્યો.

"માત્ર એકજ રસ્તો છે ઉપર પર્વતોમા નાસી સંતા ભરાઇ રહ્યા વિના બીજો ઉપાય નથી ત્યા જવાનો એક રસ્તો મને ખબર છે એ રસ્તો ભયંકર અને વિકટ છે, છતાંય એ સ્થળ નિરાપદ હોવાથી આપણે ત્યા જઇશું"

"ચાલ, ત્યારે આગળ થા." એમ કહી લેન્ડનબર્ગ સૈનિકની પાછળ દોડયો ઓસ્ટ્રીયન સૈનિકો અને અનુચરોએ પણ દેવળમાથી પલાયન કર્યું, અને તેમની પાછળ પર્વતો તરફ નાઠા.

ઉપાસનાગૃહમા આવેલા સ્વીસ લોકો અને લલનાઓમાં હર્ષનો

પાર ન રહ્યો. ઉગ્રી પૂજીએ ભાગતા શાસનકર્તા અને તેના નોકરોને જોઇ એ લોકોએ ખુશાલીની બૂમો પાડી. શાસનકર્તા અત્યારે તેમના તરફ રૂઆબ બતાવવા રહ્યો નહિ, કારણ કે સ્વીસ બળવાખોરોને પકડાયો તો પોતાને ઠાર કર્યો વિના રહેશે નહિ, એ તે જાણતો હતો.

નાસતાં નાસતાંય નોકરશાહીના નોકરો થાકી ગયા. ગિરીપથ આગળ તે આવી તો પહોંચ્યા, પરંતુ નશીબ બે ડગલાં આગળ હતુ. પર્વત પર સખત બરફ પડેલો હતો, અને એ રસ્તેથી જવાય તેમ નહતું: જાય તો હાથે કરીને જીવ ખોવા જેવું હતું. અણધારી આવેલી વિપદ છોડી, ના છૂટકે તેમને અન્ય વિપત્તિના મુખ તરફ વળવું પડ્યું. જેમનાથી તે આજે નાસતા હતા તેમના તરફ જ તેમને જવું પડ્યું. જે અત્યાચારી શાસનકર્તા ગર્વમાં ડોક નીચી પણ નમાવતો નહતો, સ્વીસ લોકોને વ્યાધ બની હરિણીઓની માફક વીંધતો હતો, તેજ આજ મૃગરૂપ બની સ્વીસરૂપી વ્યાધોના ભયથી નાસતો હતો. એકે જગ્યાએ તેને આશ્રય મળે તેમ ન હતું: સ્વીટ્ઝરલેન્ડની ભૂમિ પણ જાણે તેને કરડવા ધાતી હોય અને પોતાના પુત્રો પર ગુજારેલા જુલ્મોનો બદલો લેવા માગતી હોય એમ તેને લાગતું હતું!

ઓસ્ટ્રીયન નોકરશાહીના અમલદારો આજ જંગલમાં રખડનારા બન્યા. ક્ષુધા અને ઠંડીરૂપી બે રાક્ષસો તેમને શીક્ષા કરતા હતા અને એ શીક્ષાઓ સહન કરીને તે છાનામાના નાસતા હતા. એમનો એ ભય તદ્દન વ્યર્થ હતો કારણ કે સ્વીસલોકો તેમની પ્રકૃતિથી વાકેફગાર હતા: હાથે કરીને જ એ લોકો તેમને ભાગવા દેતા હતા. તેમની મરજી હોત તો એ ચચતાન શાસનકર્તાને ક્યારનોય યમ

ધામમાં પહોંચાડી દીધો હોત. પરંતુ સ્વામી લોકો ઉદાર દીલના હતા. તે સ્વતંત્રતા માટે લડતા હતા, નહિ કે ઑસ્ટ્રીયનોને મારવા. સ્વતંત્રતાની લડતમાં જે લોકો નડતર નાખે તેમને તો તે છોડે તેમ નહતા: પ્રતિહિંસાનો ઉપયોગ તે જેમ બને તેમ ઓછો કરતા હતા.

ઑસ્ટ્રીયનો સહિત લેન્ડનબર્ગ સંતાતો ને નાસતો ફર્યો, પરંતુ તેનાં અન્યાયી કર્મોનો બદલો, ઇશ્વર તેને આપ્યા વિના રહે તેમ નહતો. તે અંતે સ્વીસ લોકોના પંઝામાં પડયો; અને તરત જ અન્ટરવોલ્ડનના નેતા આરનોલ્ડ આગળ તેને ખડો કરવામાં આવ્યો. આરનોલ્ડને લેન્ડનબર્ગ પર પૂરું વેર હતું; એજ ચપતાને તેના પિતાને સદાને માટે અંધ બનાવતો હતો. જે ઝાલીમ શાસનકર્તાએ પોતાના પિતા પર અમાનુષીય અત્યાચાર ગુજરી, તેને રસ્તાનો ભીખારી બનાવ્યો હતો, એના પર વેર લીધા વિના, આરનોલ્ડ તેને છોડે તેમ ન હતો.

" કેમ નરાધમ, સત્તાના મદમાં તેં મારા પિતાની આંખો ફોડી હતી કે ? એક દિવસ તારો હતો તો આજ મારો પણ આવ્યો છે. એ તારા કુકર્મોનો બદલો આપવા તૈયાર થઈ જા. " આરનોલ્ડે શાસનકર્તાને ધૂતકારતાં કહ્યું.

લેન્ડનબર્ગ લુચ્ચો તેમજ કાપુરૂષ હતો. એ બન્ને ગુણો અહિંયા પ્રદર્શિત થયા. તેણે વિચાર કર્યો કે આ જગ્યાએ જોર અજમાવવું અને સામા થવું એ નિરર્થક છે; દમથી તો સ્વીસ લોકો વધારે ઉશ્કેરાશે. તેના પેટમાં ફાળ પડી હતી કે આરનોલ્ડ વેરને લીધે પોતાની જાન લીધા વિના છોડશે નહિ: એ વિચારથી તે વધુને નામર્દ બની ગયો. અત્યારે સમયોચિત કાર્ય તેણે હાથમાં લીધું. તે

આર્નોલ્ડ અને તેના અંધ પિતા હેનરીના પગમા ધૂળ ચાટતો પડ્યો, અને પ્રાણભિક્ષા માગવા લાગ્યો.

એક વખતના અત્યાચારી, સત્તાવાન શાસનકર્તાને પોતાના પગમા પડેલો જોઇ, તેની દયાજનક સ્થિતિ જોઇ, વૃદ્ધ હેનરીનુ હૃદય પીગળ્યુ તેણે પોતાના જ હડહડતા દુશ્મન, પોતાની સળગતા સગાચાઓથી આખો ફોડાવનાર અત્યાચારીને ક્ષમા આપી, અને તેને અભયવચન આપ્યું. અપકારનો બદલો ઉપકાર કરનાર આવા જ મહાન પુરૂષો હોય છે એમના હૃદયો વિશાલ અને દયાથી પૂર્ણ હોય છે. એવે વખતે તે પોતા પર પડેલા દુ ખોને પણ ભૂલી જઇ દુશ્મનને ક્ષમા અર્પે છે.

એ અભયવચનથી લેન્ડનબર્ગની જીદગી બચીઃ એમા એક તરફ ઉપકાર હતો અને બીજી તરફ લુચ્ચાઇ હતી લેન્ડનબર્ગને જીવનુ જોખમ ન રહ્યું પણ સ્વીટ્ઝરલેન્ડ દેશમા તેને રહેવા દેવાનો ન હતો. એ અભય વચન આપતા હેનરીએ લેન્ડનબર્ગ પાસે પ્રતિજ્ઞા લેવડાવી કે તે સ્વીટ્ઝરલેન્ડમાથી ઉચાળા ભરી સદાને માટે જશે અને કદાપિ પાછો આવશે નહિ લેન્ડનબર્ગ અત્યારે જે કહે તે કરવાને તૈયાર હતો કારણ કે તેની જીદગી બચતી હતી તેણે ખુશીથી એ પ્રતિજ્ઞા લીધી

લેન્ડનબર્ગ અને તેના અનુચરો, એ પરદેશી નોકરશાહીના અમલદારો એ, પરરાજ્ય પચાવી પડી જન્મસિદ્ધ હક્ક લૂટી લેનાર શયતાન શાસનકર્તાઓને સ્વીટ્ઝરલેન્ડમાથી સદાને માટે પાણીચુ આપવામા આવ્યુ સ્વીસ સ્વદેશપ્રેમીઓએ એ અત્યાચારી રાજ્ય કર્તાઓને, સ્વદેશમાથી સ્વમાનાભિમાન અને સ્વતંત્રતાનું રક્ષણ કરી,

ખડીઆ પોટલા બંધાવી હાંકી કાઢ્યા. એ પરદેશી નોકરશાહીને દેશ-માંથી હદ્દપાર કરવામાં આવી: નોકરશાહીના અમલદારોને દેશમાંથી ઉચાળા ભરાવી કાઢવામાં આવ્યા. ઓસ્ટ્રીયનોને અત્યારે એક પ્રકાર-નો શોક અને એક પ્રકારનો આનંદ હતો: શોક એ જ કે તેમણે સત્તા અને હકુમત ગુમાવી હતી, અને હર્ષ એ જ કે તેમની જીંદગી સલામત રહી હતી.



# પ્રકરણ ૧૫ મું.

## સ્વરાજ્યની શરૂઆત.

નૂતનવર્ષના પ્રથમ દિવસે સ્વીસ લોકોએ સ્વાતંત્ર્યની લડતનો આરંભ કર્યો; એ લડતનો પ્રથમ પ્રહાર અત્યાચારની પરાકાષ્ઠાને લીધે વિલીયમ ટેલે કર્યો હતો. આખા સ્વીટ્ઝરલેન્ડમાં સ્વાતંત્ર્યની લડત માટેનો ઝૂંડો ફરકયો હતો. આ જ નૂતનવર્ષના પ્રથમ દિવસે ઓસ્ટ્રીયન સરકારે બંધાવેલા મોટા દુર્ગો સ્વીસ લોકોએ કબજે કર્યાઃ અને તેમાંના ઘણાખરાને જમીનદોસ્ત કર્યા. સુરી શ્વીઝ અને અન્ટરવોલ્ડન ત્રણે પ્રદેશોમા એકી સાથે કામ આરંભાયું હતું. અન્ટરવોલ્ડનમાં સ્વીસ પ્રજાનો નેતા આરનોલ્ડ હતો, સુરીમા ટેલ ને વોલ્ટર ફર્સ્ટ અને સ્વીઝનો સ્ટોફેશર હતો.

અન્ટરવોલ્ડનમા શાસનકર્તા હયાત હતો એટલે આરનોલ્ડે છૂપી રીતે અને યુક્તિથી કામ કર્યું હતું. સુરી અને શ્વીઝ પ્રદેશનો અત્યાચારી ગવર્નર ગેસલર પંચત્વને પામેલો હોવાથી એ પ્રદેશના લોકો સ્વસ્થ થઇ નૂતનવર્ષને દિવસે, નિર્ભય બની ફરતા હતા. એ દેશમા ઓસ્ટ્રીયન અમલદારો રહ્યા હતા તેમની તેમને બીક ન હતી એટલે એમણે ખુલ્લું બંડ ઉઠાવ્યું હતું.

આ બળવાની શરૂઆત અન્ટરવોલ્ડન પ્રદેશમાથી થઇઃ ત્યાના સારનેન અને રોસબર્ગ મહા મજબૂત દુર્ગો સ્વીસ લોકોએ કબજે કર્યા અને એની ખબર સુરી અને શ્વીઝ પ્રદેશોમા તાપણીઓ દ્વારા મળી.

સુરી પ્રદેશમા આવેલા એલ્ટોર્ફ ગામમા ટેલ અને વોલ્ટર ફર્સ્ટ ગેસ્લરે બંધાવેલા 'સુરીદમન દુર્ગ' આગળ હતા પ્રજાજનો તેમના નેતૃત્વ નીચે હથીયારબંધ તૈયાર હતા તેમણે અન્ટરવોલ્ડનમા પતન થયેલા દુર્ગોનો સંકેત જોયો

"જુઓ, પેલી અન્ટરવોલ્ડનની વિજયધ્વજ દેખાય" ટેલે ટેકરીઓ પર હોળી દેખાડતા કહ્યુ

"અને આમ શ્વીઝમા પણ પેલી દેખાય" વોલ્ટર ફર્સ્ટે લ્યુસર્ન સરોવરની પેલે પાર આવેલી ટેકરીઓ પર તાપણીઓ દેખાડતા કહ્યુ.

"શુ ત્યારે આપણે જ છેલ્લા રહ્યા? આ અત્યાચારીનો દુર્ગ હજુ અક્ષત ઉભો છે અને આપણી સ્વતંત્ર ભૂમી પર એ અત્યાચારનુ ચિહ્ન રહ્યુ છે તોડી પાડો દુર્ગને, તોડી પાડો" જુસ્સામા આવતા ટેલ બોલ્યો.

નેતાનો હુકમ થતા જ સ્વીસ લોકો એ દુર્ગને તોડી પાડવા તૂટી પડ્યા જે મજૂરો અને કડીઆઓએ શાસનકર્તાના જૂલ્મથી આ દુર્ગ બાંધ્યો હતો તે જ માણસો એને તોડી પાડવા અહિ તૈયાર ઉભા હતા બાંધતી વખતે તેમનામા અનિચ્છા હતી તોડતી વખતે તેમનામા જુસ્સો ઉત્સાહ અને ઇચ્છા આવી પુરુષો, સ્ત્રીઓ અને બાળક-બાળિકાઓ સર્વમા સ્વતંત્રતાનો જુસ્સો હતો અને સૌ અત્યારે સ્વદેશ માટે એકરૂપી થઇ, એ દુર્ગને તોડવા મંડ્યા.

"માતૃભૂમિનો જય હો!" એ જ શબ્દો સર્વના મુખમા હતા, અને એથી આકાશ ગગડાયમાન થતું હતું. જોતજોતામા તો

'યુરીદમન દુર્ગ' ને જમીનદોસ્ત કરવામા આવ્યો. અને સ્વીસ લોકો વિજયઘોષણાઓ કરવા લાગ્યા. તેમણે પણ ટેકરીઓ પર તાપણી સળગાવી અને સમાચાર મોકલ્યા.

સ્વીસ લોકોના સ્વાતંત્ર્યની, તેમના સ્વરાજ્યની શરૂઆત થઈ. એ ઉત્સાહને આનંદમાય તે દયાવાન રહ્યાઃ તેમને દુશ્મનો પ્રત્યે ક્રૂરતા પ્રદર્શીત કરી નહિ. ઓસ્ટ્રીયન સેનાપતિઓના તેમણે પ્રાણ હરી લીધા નહિ; અને એ એમની ઉદારતાનું જ પરિણામ હતું. ના છૂટકે જ અમુક સૈનિકોની પ્રાણ હત્યા તેમણે કરી હતી. ઓસ્ટ્રીયનોને મારવા એ તેમનો મુખ્ય ઉદ્દેશ ન હતો, પરંતુ દેશની સ્વતંત્રતા જાળવવી એ તેમનુ ધ્યેય હતું. એ સ્વતંત્રતા માટે જ તેમણે ઓસ્ટ્રીયનોને દેશમાથી હાકી કાઢ્યા.

નોકરશાહીના અમલદારોને હાકી કાઢ્યાને, તેમના દુર્ગોને તોડી પાડ્યાને અને સ્વીસ લોકોના સ્વાતંત્ર્યની શરૂઆત થયાને એક અઠવાડીયું વહી ગયું. સ્વદેશપ્રેમી સ્વીસલોકો પુનઃ રૂટલી સ્થળ પર એકત્ર થયા. આ રૂટલી પરનું દ્વિતીય સંમેલન ઉત્સાહ આનંદ અને સ્વતંત્રતા-વસ્થામાં મળ્યું. અત્યારે હવે એવો વખત આવ્યો હતો કે નિશા કાળે કે ગુપ્ત રીતે તેમને ભેગા થવાનું એક પણ પ્રયોજન રહ્યું ન હતું. અપતાન શાસનકર્તાઓનુ નામ કે નિશાન તેમના દેશમાં રહ્યું નહતું અને તેથી તેઓ સ્વતંત્ર અને છૂટા હતા. સ્વીટ્ઝરલેન્ડના કાર્યવાહકો તેના જ વીરજનાનો હતા.

વિજયપ્રાપ્તિ માટે સૌએ પરસ્પર અભિનંદન આપ્યાં અને લડત નાં સવિસ્તર વર્ણન કહી સંભળાવ્યા. આ મિલનનો મુખ્ય ઉદ્દેશ ભવિ-

ખ્યની સ્થિતિ વિષે વિચાર કરવાનો હતો. સ્વરાજ્યની શરૂઆત થઈ પણ તેની સંપૂર્ણ પ્રાપ્તિ હજુ આઘે હતી. કામનો આરંભ થયો હતો પરંતુ તેનો અંત આવ્યો નહતો. હજુય તેમણે સંપ ને હિંમત રાખવાની હતી. ટેઓને ખાત્રી હતી કે જ્યારે સમ્રાટ આલબ્રેટ તેમના બળવાની ખબર જાણશે, અને ઓસ્ટ્રીયનોને હાંકી કાઢવામાં આવ્યા છે, એ વાત સાંભળશે, ત્યારે તેનો પિત્તો ખસશે. સૈનિકો સહિત તે નિશ્ચય આવવાનો, એમ સ્વીસ લોકો જાણતા હતા. એ ભાવિ વિપદ માટે સ્વીસ લોકોને તૈયાર રહેવાનું હતું, તેમનો એકસંપ જાળવી રાખવાનો હતો; અને એ એકસંપના બળથી પોતાની સ્વતંત્રતાની રક્ષા કરવાની હતી. એક જુદા તંતુને તૂટતાં વાર ન લાગે પરંતુ ' बहुतंतवो चलवंतवः "; અને એ જ માટે સ્વીસ પ્રજાજનોએ રટલી પ્રદેશ પર પુનઃ ખરા હૃદયથી સપથ પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞાથી તેઓ પુનઃ એકમેકની ઓથે ઉભા રહેવાને બંધાયા, અને સ્વતંત્રતા માટે, કશાની પણ દરકાર કર્યા વિના યુદ્ધ કરવાને કટિબદ્ધ થયા.

સમ્રાટ આલબ્રેટે તેના અમલદારોને સ્વીસ પ્રજા પર અત્યાચારો ગુજારવા તેમજ તેમને ગુલામીની બેડીઓમાં જકડવા મોકલ્યા હતા. એ અત્યાચારોથી કંટાળી સ્વીસ લોકો બળવામાં ઉતરશે અને એ બાને લડાઇ કરી તેને પચાવી પડવો એ તેનો ઉદ્દેશ હતો. જૂલ્મોનું પરિણામ તેના ધાર્યા કરતાં વધારે આવ્યું. બળવો તો શું, પણ સ્વીસ લોકોએ તેના નીમેલા શાસનકર્તાને માર્યો હતો અને તેની નોકરશાહીને ઉખાડી ફેંકી દીધી હતી. આવી હકીકત સાંભળતાં જ સમ્રાટમાં પ્રજ્વેલા અગ્નિમાં ઘી હોમાયું. પરંતુ એ સળગેલા અગ્નિમાં સ્વીટ્ઝરલૅન્ડને તે હોમી શકે તેમ ન હતોઃ એ અગ્નિ તો

એમને એમ જ શાંત થઈ ગયો. ઓસ્ટ્રીયામાં તે લડી રહ્યો હતો અને તેનું સૈન્ય બધુ ત્યાં રોકાઇ ગયું હતું: માણસોની તેની પાસે છૂટ ન હતી સ્વીટ્ઝરલૅન્ડ પર સૈન્ય મોકલે એવી તેની અત્યારે સ્થિતિ ન હતી, તેથી તે મનમાં જ પસ્યો અને મનમાં જ રાડયો.

સમ્રાટની આ કફોડી સ્થિતિ સ્વીસ લોકોને સુખકર નીવડી. તેમના સ્વાતંત્ર્યમાં હવે કોઇની આડખીલી રહી ન હતી. ભાવિવિપદ માટે તેઓ કટીબદ્ધ થવા લાગ્યા. શુભ શરૂઆતનાં પરિણામ સારાં જ નીવડશે એમ તેમને અચૂક આશા હતી

ॐ

# પ્રકરણ ૨૬ મું.

ખૂન.

આલબ્રેટ નિષ્ઠુર ને અર્થલોભી સમ્રાટ હતો. લોભથી અન્યની વસ્તુ પચાવી પાડવા તે મથતો, અને કેટલાયનીય હજમ કરી ગયો હતો. સ્વીટ્ઝરલેન્ડ એના એ લોભનું બલિદાન બન્યું હતું અને એથી જ તે સ્વીસ લોકોમા ધીક્કારાતો હતો. એના લોભના ભોગ બીજા કેટલાય માણસો થયા હતા. એ પૈશાચિક વૃત્તિઓને લીધે તેના પર પ્રેમ રાખનાર, તેની તરફ સહાનુભૂતિથી જોનાર માત્ર અલ્પજ મનુષ્યો હતા, અને એ અલ્પમાય ખરા દીલના તો કેટલા હશે એ જાણવું અશક્ય હતુ.

આમથી તેમથી જે હાથ લાગે તે હજમ કરવુ એ તેનો મુદ્રાલેખ હતો. તેના સગા ભત્રીજાની મિલ્કત પણ હોઇયા કરવાને તે તત્પર થયો હતો. કાકા ભત્રીજા વચ્ચે આથી ચકમક ઝરી હતી, અને ડયુક જોન ઓફ સ્વેબીઆ સમ્રાટને તીરસ્કારની દષ્ટિએ જોતો થયો હતો.

ચિશવાવસ્થામા જ ડયુક જોનનો પિતા મરણ પામ્યો હતો, અને આલબ્રેટે ભત્રીજાને ઉછેરીને મોટો કર્યો હતો. બાપની મિલ્કત, ધનસપત્તિ ને રાજ્યનો કારભાર આલબ્રેટના હાથમા આવ્યો હતો. આ મિલ્કતનો વારસ જોન હતો અને એ જ્યા સુધી નાનો હતો ત્યા સુધી કોઇ પણ પ્રકારની ડખલ વિના એ વારસો આલબ્રેટના હાથમા રહ્યો. પરતુ જોન હવે ઉમ્મર લાયક વીસ વર્ષનો યુવાન થયો.

તેણે કાકા પાસેથી પોતાનો વારસો અને રાજ્ય માગ્યું, અને એ મિલ્કતનો કારભાર પોતાના હાથમાં લેવાનો વિચાર દર્શાવ્યો. અર્થ-લોભી સમ્રાટના હાથમાંથી કબજે આવેલી વસ્તુ છૂટવી મુશ્કેલ હતી; ભત્રીજાની મિલ્કત પચાવી પાડવાનો તેનો ઇરાદો હતો. આરંભમાં તો તેણે જોનને ટહામાં ઉડાવ્યો, અને વાત આ કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાખી.

જોન પોતાનો વારસો મેળવવા સમ્રાટની પાછળ જ પડ્યો. તેણે કહ્યું. "કાકા, મને મારું રાજ્ય આપો. રાજમુગટ ધારણ કરવાને હું લાયક થયો છું."

છેવટે સમ્રાટે ઉત્તર આપ્યો: "હજુ તું બાળક છે, ઉમ્મર લાયક થયો નથી, ભાઇ ! તારામાં વ્યાવહારિક બુદ્ધિ હજુ આવી નથી."

સમ્રાટના એ જવાબે જોનને અત્યંત ક્રોધીત બનાવ્યો અને સાથે પોતાના કાર્યમાં તે વધુ નિશ્ચયવાળો બન્યો. સમ્રાટના પોતાની ઉમ્મર જેટલા જ પુત્રોને રાજ્યો આપવામાં આવ્યા હતાં અને તે અમન અને શાસન ચલાવતા હતા, એ જોતાં જ જોનને કાળજામાં કાંઈ કાણું લાગ્યું. એ લોકો ગવર્નરો કહેવાતા હતા અને પોતે છતે રાજ્યે રાજ્ય વિનાનો હતો. આથી તે સમ્રાટ પર ક્રોધે ભરાયો અને પોતાની મિલ્કત અને રાજ્ય પાછું કેમ મેળવવું, એજ વિચારોમાં મગ્ન રહેવા લાગ્યો.

રાજ્યસંપત્તિ પાછી મેળવવાના ઉપાયો સંબંધે તેણે મિત્રોમાં વાતચીત કરી. એના મગજમાં ભયંકર વિચાર આવ્યો હતો; એ ઉપાય વિના તે રાજ્ય મેળવી શકશે નહિ એમ તેને લાગ્યું હતું. સમ્રાટ સત્તાવાળો હતો એટલે જબરદસ્તીથી રાજ્ય પાછું મેળવી શકાય

તેમ ન હતું. આથી તેને યમધામમાં પહોંચાડી રાજ્ય મેળવવું એમ તેણે નિશ્ચય કર્યો. સર્વ મિત્રોએ આ વિચારને અનુમોદન આપ્યું. મિત્રોની સહાયથી જેને વેર લેવાનો, સમ્રાટનું ખૂન કરવાનો નિશ્ચય કર્યો, અને એ માટે તે યોગ્ય અવસર ખોળવા લાગ્યો.

ઓસ્ટ્રીયાનો અંતર્વિપ્લવ પ્રશમિત કરી, સમ્રાટે સ્વીટ્ઝરલેન્ડના ત્રણ પ્રદેશો સામે લડાઇ ચલાવવા માટે સૈન્ય સંગ્રહ કરવા માંડ્યું. એ કાર્યમાં મદદરૂપ નિવડવા, પોતાની સલાહ આપવા સમ્રાટના આપ્તજનો તેમજ તાબાના અમુક અમુક રાજાઓ ભેગા મળ્યા. સ્વીટ્ઝરલેન્ડને દબાવી દેવા માટે જબરદસ્ત તૈયારીઓ થઇ રહી; અને હુમલો લઈ જવાની થોડા દિવસની જ વાર હતી.

રેઇનફેલ્ડ જવાને સમ્રાટ અનુચરવર્ગ તેમજ અમીરો સહિત નીકળ્યો. ત્યાં જતાં રસ્તામાં રયુસ આગળ નદી આવે છે. એ નદી ઉપર પુલ ન હતો પરંતુ મુસાફરોને હોડીમાં બેસી નદી ઓળંગવી પડતી. આલબ્રેટને સહેલ કરવાનું મન થયું અને તેથી તે માત્ર એક જ મિત્ર સહિત આનંદની વાતો કરતો હોડીમાં બેઠો; સાથે સૈનિકો કે અંગરક્ષકો કાંઈ પણ ન લીધું. આમ તે સામે પાર જવા ઉપડ્યો, અને તેના સૈનિકો અને અમીરો આ કીનારે ઉભા.

સામે કીનારે જઇ આલબ્રેટ કિનારા પર આવેલા મેદાન પર ચાલવા માંડ્યું. એ મેદાનની ભૂમિ નીચે પુરાતનકાળના કોઇ પ્રસિદ્ધ શહેરનાં ખંડીયેરો છે એમ મનાતું. એ જગ્યાએથી સામે હેપ્સબર્ગનો જુનો દુર્ગ દૃષ્ટિગોચર થતો હતો. સમ્રાટ અને તેના મિત્રને આ કિનારે મૂકી હોડી બીજાં માણસોને લેવા પાછી રવાના થઇ હતી.

હચુક જોનેને આ વખતે ખરેખરો લાગ સાધ્યો હતો. સામેથી દોડતે ઘોડે, ઉઘાડી તરવારે આવતા જોનને સમ્રાટ તથા તેના મિત્ર જોયો. એની પાછળ બીજાં બે માણસો હતાં, અને તે એના મદદગાર હોય એમ લાગ્યું.

"કેમ, કાકા ! રાજ્ય નથી આપવું ને" એમ આવતાં જ જોન કરડાકીમાં ઘૂરકયો; અને સમ્રાટ જે અચાનક આ મામલો જોઈ ગભરાયો હતો, તે કાંઈ ઉત્તર આપે અથવા તો બચાવ કરે ત્યાર પહેલાં તો "લો, તારે ચાખો આ પ્રસાદી" એમ બોલીને તેની છાતીમાં એણે તરવાર ખોસી દીધી. સમ્રાટ આલબ્રેટ અત્યારે એકલો ને નિરાધાર હતો. તરવારના સખત ઘાથી તે પડ્યો. આટલેથી જાણે અધુરૂં રહ્યું હોય એમ જોનના એક મિત્રે સમ્રાટના શરીરમાં ભાલો માર્યો, અને બીજાએ તેની ખોપરી તોડી નાખી. સમ્રાટ સાથે મિત્ર હતો તે તો નકામી જાન ખોઇશ, એ ભયથી કયારનોય પલાયન કરી ગયો હતો: સમ્રાટને મદદ કરવા માટે પણ ઉભો રહ્યો ન હતો.

મરણતોલ, લોહીમાં તરબોળ સમ્રાટ ત્યાંજ પડ્યો રહ્યો. આ કુલ તેના અનુચરો અને અમીરોએ નદીના સામે કીનારેથી જોયું. પણ કરે શું ? તે ના ઇલાજ હતા. સમ્રાટ અને તેમની વચમાં નદી હતી. હોડી અધવચમાં હતી. તેઓ કકળી ઉઠ્યા અને તેમનામાં ગુસ્સાનો પાર રહ્યો નહિ. ત્યાં હોહાકાર થઇ રહ્યો.

સમ્રાટ જેવી મહાવ્યક્તિનું ખૂન કરી જોન અને તેના મિત્રોને ભવિષ્યની ચિંતા થઇ: અને એ ભયથી તે સમ્રાટને એ તે એ દશામાં પડતો મૂકી પલાયન કરી ગયા. આલબ્રેટ મરણની અણી પર હતો. પરંતુ તેની પાસે કોઇ ન હતું: તે એકલો જ એ દશામાં પડ્યો હતો.

તેમ ન હતું. આથી તેને યમધામમાં પહોંચાડી રાજ્ય મેળવવું એમ તેણે નિશ્ચય કર્યો સર્વ મિત્રોએ આ વિચારને અનુમોદન આપ્યું. મિત્રોની સહાયથી જોને ઘેર લેવાનો, સમ્રાટનું ખૂન કરવાનો નિશ્ચય કર્યો, અને એ માટે તે યોગ્ય અવસર ખોળવા લાગ્યો.

ઓસ્ટ્રીયાનો અંતર્વિગ્રહ પ્રશમિત કરી, સમ્રાટે સ્વીટ્ઝરલેન્ડના ત્રણ પ્રદેશો સામે લડાઇ ચલાવવા માટે સૈન્ય સન્નદ્ધ કરવા માંડયું. એ કાર્યમાં મદદરૂપ નિવડવા, પોતાની સનાહ આપવા સમ્રાટના આપ્તજનો તેમજ તાબાના અમુક અમુક રાજાઓ ભેગા મળ્યા સ્વીટ્ઝરલેન્ડને દબાવી દેવા માટે જબરદસ્ત તૈયારીઓ થઇ રહી, અને હુમલો લઈ જવાની થોડા દિવસની જ વાર હતી

રેઇનફેલ્ડ જવાને સમ્રાટ અનુચરવર્ગ તેમજ અમીરો સહિત નીકળ્યો. ત્યાં જતાં રસ્તામાં રયુસ આગળ નદી આવે છે. એ નદી ઉપર પુલ ન હતો પરંતુ મુસાફરોને હોડીમાં બેસી નદી ઓળંગવી પડતી. આલબ્રેટને સહેલ કરવાનું મન થયું અને તેથી તે માત્ર એક જ મિત્ર સહિત આનંદની વાતો કરતો હોડીમાં બેઠો, સાથે સૈનિકો કે અંગરક્ષકો કાંઇ પણ ન લીધું આમ તે સામે પાર જવા ઉપડયો, અને તેના સૈનિકો અને અમીરો આ કીનારે ઉભા.

સામે કીનારે જઇ આલબ્રેટે કિનારા પર આવેલા મેદાન પર ચાલવા માંડયું. એ મેદાનની ભૂમિ નીચે પુરાતનકાળના કોઇ પ્રસિદ્ધ શહેરના ખંડીયેરો છે એમ મનાતું એ જગ્યાએથી સામે હેપ્સબર્ગનો જુનો દુર્ગ દષ્ટિગોચર થતો હતો. સમ્રાટ અને તેના મિત્રને આ કિનારે મૂકી હોડી બીજા માણસોને લેવા પાછી રવાના થઇ હતી.

ડમુક જોને આ વખતે ખરેખરો લાગ સાધ્યો હતો. સામેથી દોડતે ઘોડે, ઉઘાડી તરવારે આવતા જોનને સમ્રાટ તથા તેના મિત્રે જોયો. એની પાછળ બીજા બે માણસો હતાં, અને તે એના મદદગાર હોય એમ લાગ્યું.

"કેમ, કાકા ! રાજ્ય નથી આપવું ને" એમ આવતાં જ જોન ઘરડાકીમાં ધૂરકયો; અને સમ્રાટ જે અચાનક આ મામલો જોઇ ગભરાયો હતો, તે કાઇ ઉત્તર આપે અથવા તો બચાવ કરે ત્યાર પહેલાં તો "લો, તારે ચાખો આ પ્રસાદી" એમ બોલીને તેની છાતીમાં એણે તરવાર ખોસી દીધી. સમ્રાટ આલબર્ટ અત્યારે એકલો ને નિરાધાર હતો. તરવારના સખત ઘાથી તે પડયો. આટલેથી જાણે અધુરૂં રહ્યું હોય એમ જોનના એક મિત્રે સમ્રાટના શરીરમાં ભાલો માર્યો, અને બીજાએ તેની ખોપરી તોડી નાખી. સમ્રાટ સાથે મિત્ર હતો તે તો નકામો જાન ખોઇશ, એ ભયથી કયારનોય પલાયન કરી ગયો હતોઃ સમ્રાટને મદદ કરવા માટે પણ ઉભો રહ્યો ન હતો.

મરણતોલ, લોહીમાં તરબોળ સમ્રાટ ત્યાંજ પડયો રહ્યો. આ દૃશ્ય તેના અનુચરો અને અમીરોએ નદીના સામે કીનારેથી જોયું. પણ કરે શું ? તે ના ઇલાજ હતા. સમ્રાટ અને તેમની વચમાં નદી હતી. હોડી અધવચમાં હતી. તેઓ કકળી ઉઠયા અને તેમનામાં ગુસ્સાનો પાર રહ્યો નહિ, ત્યા હોહાકાર થઇ રહ્યો.

સમ્રાટ જેવી મહાવ્યક્તિનું ખૂન કરી જોન અને તેના મિત્રોને ભવિષ્યની ચિંતા થઇ; અને એ ભયથી તે સમ્રાટને એ ને એ દશામાં પડતો મૂકી પલાયન કરી ગયા. આલબર્ટ મરણની અણી પર હતો. પરંતુ તેની પાસે કોઇ ન હતું; તે એકલો જ એ દશામાં પડયો હતો.

## પ્રકરણ ૧૭ મું.



### દેશ માટે!

દયાળુ પાદશાહે સ્વીસ લોકોનું સ્વાતંત્ર્ય માન્ય રાખ્યું અને સ્વીટ્ઝરલેન્ડ દેશમાં સુલેહશાન્તિ સ્થપાઈ. પરંતુ એ શાંતિ થોડાં જ વર્ષો માટે નિર્માણ થયેલી હતી. સમ્રાટ હેનરીનું ઇટલીમાં મૃત્યુ થયું હવે નવો સમ્રાટ ચૂંટાવાનો હતો. ઓસ્ટ્રીઆનો ડ્યુક લીઓપોલ્ડ એ પદ પ્રાપ્ત કરવા માટે પ્રયાસો કરવા લાગ્યો. પરંતુ ઓસ્ટ્રીયન આલબ્રેટના વર્તનથી સર્વ રાજાઓ કંટાળી ગયા હતા અને તેથી તેમણે હવે ઓસ્ટ્રીયનને પાદશાહ ન ચૂંટવાનો નિશ્ચય કર્યો હતો. ૧૩૧૪ની સાલમાં લેવીસ ઓફ બાવેરીઆ સમ્રાટ તરીકે ચૂંટાયો, અને એ હેનરીની માફક સ્વીસ લોકો તરફ પ્રેમ રાખનારો અને તેમની સ્વતંત્રતા માન્ય રાખનારો હતો.

ડ્યુક લીઓપોલ્ડ સમ્રાટપદ પ્રાપ્ત ન થવાથી ચીડાયો. આની દાઝ સ્વીસ લોકો પર કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. સ્વીસ લોકોને એ કટ્ટા દુશ્મનો માનતો કારણ કે પોતાના દેશબંધુઓને એ લોકોએ હાંકી કાઢ્યા હતા. એનું વેર આલબ્રેટ લઇ શકયો ન હતો, યમના હુકમે પ્રાણ આપી એણે એ કાર્ય પડતું મૂકયું હતું. લીઓપોલ્ડ ડ્યુકે આલબ્રેટની જેમ સ્વીસ લોકો સાથે યુદ્ધ કરી તેમને કચડી નાખવાનો, તેમની સ્વતંત્રતાનો ઉચ્છેદ કરવાનો નિશ્ચય કર્યો. દાંત કચકચાવી, હાથની મુઠ્ઠી જોરથી વાળી તે આત્મગત બોલ્યો

" ખેડુતોનો હું મદ ઉતારીશ, અને તેમને ગુલામો બનાવીશ."

સ્વીટ્ઝરલેન્ડને જીતવા માટે તાબડતોબ સૈન્ય એકઠું કરી, લીઓપોલ્ડ પ્રથમ સ્વીઝ પ્રદેશને પરાસ્ત કરવા માટે નીકળ્યો. યુદ્ધમાં જય પોતાને મળવાનો છે એમ તેને સંપૂર્ણ ખાત્રી હતી; અને તેથી તેણે સ્વીસ લોકોને કેદી બનાવવા માટે ગાડાઓ ને ગાડાઓ ભરી સાથે દોરડાં લીધા. એ દોરડાથી સ્વીસ લોકોને બાંધવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

લીઓપોલ્ડ યુદ્ધ કરવાને સૈન્ય લઇ આવે છે એ ખબર સ્વીસ લોકોને પવન વેગે પહોંચી. દેશને ગળવા રાક્ષસ આવે છે એ ખબર સ્વીસ લોકોને શૂળ માફક ભોંકાઇ, અને તે દેશનું રક્ષણ કરવા માટે, જન્મસિદ્ધ હક્ક જાળવવા માટે તૈયાર થઇ ગયા. તેમણે ગામો ને ગામડાઓને સુરક્ષિત કર્યાં; અને તે દિવારાત્ર બંદોબસ્ત રાખી, પહેરો ભરી, દુશ્મનની રાહ જોવા લાગ્યા.

લીઓપોલ્ડ નિષ્ઠુર અને ક્રૂર પ્રકૃતિનો માણસ હતો. સૈન્યના મોખરે ચળકતા બખ્તરમાં સજ્જ થઇ તે ચાલતો હતો. એની પાછળ ઓસ્ટ્રીયાના અમીરો ને સરદારો હતા. એ વીરપુરુષો ને વીસ હજાર સૈનિકોનું મોટું લશ્કર સ્વીસ પ્રદેશ તરફ ચાલ્યું.

આટલા મોટા લશ્કર સામે માત્ર છસો પાર્વત્ય કૃષકો હતા. આથી એ યુદ્ધનું પરિણામ શું આવશે એ વિષે અનુમાન બાંધવું સહેલું હતું. પરંતુ ડ્યુક લીઓપોલ્ડ કે ઓસ્ટ્રીયનોને ખબર ન હતી કે આ પાર્વત્ય ખેડુતો સ્વતંત્રતા માટે શા શા અસાધ્ય કાર્યો કરવાને શક્તિમાન છે. નોકરશાહીને ઉખેડી ફેંકી દેનાર એજ ખેડુતો હતા, એ ઓસ્ટ્રીયનો ભૂલી ગયા હતા, કારણ કે અત્યારે તે મોટું સૈન્ય લઇને

આવતા હતા. સ્વીસ લોકોનું સૈન્ય નાનું હતું પરંતુ તેમનું સ્વદેશાભિમાન અત્યંત મોટું હતું. એ સ્વદેશાભિમાનને લીધે એમનામાં સ્વાર્થત્યાગ, ઉત્સાહ, ઉમંગ, સાહસ, સંપ, કાર્યદક્ષતા આદિ ગુણો વસ્યા હતા; અને એને લીધે એમનું સૈન્ય ઓસ્ટ્રીયન લશ્કર કરતાંય વધારે બળવાન હતું.

સ્વીઝ પ્રદેશ પર પ્રથમ આક્રમણ થવાનું છે એ સમાચાર મળતાં જ યુરી અને અન્ટરવોલ્ડનનું સૈન્ય મદદે આવ્યું. યુરી પ્રદેશના લશ્કરમાં ચારસો માણસો હતા અને એના સેનાપતિઓ વિલીયમ ટેલ અને વોલ્ટર ફર્સ્ટ હતા. અન્ટરવોલ્ડન પ્રદેશનું સૈન્ય ત્રણસો માણસોનું હતું અને તેનો નેતા આરનોલ્ડ હતો. આમ ત્રણે પ્રદેશોનું ભેગું મળીને સ્વીસ લોકોનું સૈન્ય તેરસો માણસોનું બન્યું જ્યારે દુશ્મન પક્ષમાં ૨૦૦૦૦ સૈનિકો હતા.

સ્વીસ લશ્કરની છાવણીમાં મુખ્ય મુખ્ય માણસોની સભા મળી. તેરસો પંદરની સાલની ચૌદમી નવેમ્બરની મધ્યરાત્રિનો સમય હતો. સૈનિકો પહેરો ભરી રહ્યા હતા. અત્યારે સ્ટોફેશર યુદ્ધનો કાર્યવાહક હતો કારણકે સ્વીઝ પ્રદેશનો મુખ્ય નેતા એ હતો. તે બોલ્યોઃ “ ભાઇઓ ! ઓસ્ટ્રીયનોના પંઝામાંથી દેશને બચાવવા માટે આપણે માલમિલ્કત, સ્ત્રીપુત્ર આદિ સર્વ વસ્તુઓનો ત્યાગ કરી અહિં ભેગા મળ્યા છીએ. સત્યનો બેલી રામ છે એટલે આપણે ભય રાખવાનો નથી. આપણે પુરુષાર્થ કરીશું પછી વિજય મળવો ઇશ્વરના હાથમાં છે. ચારે દિશામાં કયે રસ્તે થઇ, કેવી રીતે લશ્કર આવે છે એની ખબર લાવવા જે ખાસ વિશ્વાસુ ગુપ્તચરો મૂકેલા છે તે ખબર લાવ્યા છે કે લીઓપોલ્ડ આપણા તરફ મોરગાર્ટનની ખીણ વાળે રસ્તે થઇને

આવે છે, અને તેથી જ અમે મોરગાર્ટન પાસે પડાવ નાખીને પડ્યા છીએ ઓસ્ટ્રીયનોનું લશ્કર હવે ઠેઠ નજદીક આવતું જાય છે અને તેથી આપણે હવે શી શી તૈયારીઓ કરવાની છે એ વિષે અત્યારે વિચાર કરવાનો છે."

"સ્વીઝ પ્રદેશના જંગલો તેમજ પર્વતો ને ખીણોથી અમે સંપૂર્ણ રીતે વાકેફ નથી તેથી કઇ જગ્યાએ લશ્કર ગોઠવવાથી કેના ફાયદા થાય એ અમે બરાબર કહી શકીએ નહિ. આ જગ્યાનો જે બરાબર માહિતગાર માણસ હોય તેણે શા શા ગેરફાયદા છે એ જણાવવા જોઇએ જેથી બરાબર સહિસલામત ભરેલું અને સહેલાઇથી આક્રમણ કરી વિજય પ્રાપ્ત કરી શકાય એવું પગલુ લઇ શકાય. બીજું, ઓસ્ટ્રીયનો ગમે તે વખતે આપણી સામે લડવા આવે તે માટે આપણે સંપૂર્ણ રીતે તૈયાર રહેવું જોઇએ અને બરાબર ગોઠવણ કરી મૂકવી જોઇએ." યુરી પ્રદેશ તરફથી ઉભા થઈ, ટેલે પોતાના વિચારો દર્શાવતા કહ્યુ.

આર્નોલ્ડને ટેલનુ કથન સત્ય લાગ્યુ અને તે બોલ્યો "ટેલ કહે છે એ ખરી વાત છે. અમે પણ સ્વીઝ પ્રદેશથી બરાબર વાકેફ નથી એટલે કોઇ અનુભવી માણસે જ દરેક તરફનો વિચાર કરી આ જગ્યાએ સૈન્ય કેમ ગોઠવવુ તે જણાવવું જોઇએ."

એ સભામાંથી એક અતિ વૃદ્ધ વ્યક્તિ બોલવા ઉભી થઇ એનું કથન સાંભળવા સર્વ શાંત થયા એ મનુષ્ય દુર્બલ અને વૃદ્ધ હતો એટલે યુદ્ધમાં લડવાને અશક્તિમાન હતો, અને એમ હોવા છતાંય તે

અહિયા લશ્કર સહિત આવેલો હતો. એનુ શરીર ઘરડુ થયુ હતું પરંતુ એની બુદ્ધિ સતેજ હતી, અને એ અનુભવી, દુનિયાનો ખાધેલો માણસ હતો. સ્વદેશપ્રેમ એની રકતવાહિનીઓમા સદોદીત જોશનધ વહેતો હતો. અને તેથી જ તે સમર મેદાન ઉપર આવ્યો હતો. સ્વીઝ પ્રદેશનો એ વતની હતો અને મોરગાર્ટન અને તેની આજુબાજુના સ્થળોથી સારી રીતે જ્ઞાત હતો, અને એટલા માટે જ તે બોલવા ઉભો થયો. એની વાત સર્વેએ ધ્યાનપૂર્વક સાભળવા માંડી

“દેશબંધુઓ, આ પ્રદેશની સ્થિતિથી હું બરાબર જણીતો છુ અને અમારા નેતા વરનર સ્ટોફેશર પણ છે. મોરગાર્ટનની ખીણ બહુ જ સાકડી છે અને તેની બન્ને બાજુએ ઉંચા ખડકો આવેલા છે લીઓપોલ્ડને એ સાકડી ગલીમા થઇને પસાર થવુ પડશે આપણે જાણીએ છીએ કે લીઓપોલ્ડનું સૈન્ય મોટુ છે અને તેથી પસાર થતી વખતે એ રસ્તામા તે ધીચોધીચ ભરાઇ જશે એ વખતે આપણે ઉંચા ખડકો પર તૈયાર રહેવુ જોઇએ ત્યાથી આપણે સહિસલામત રીતે કામ કરી શકીશુ એવું લશ્કર એ મોરગાટનની સાકડી ગલીમા ધીચોધીચ ભરાઇ ગયું હોય અને આવાપાછા ખસવાનો એક પણ રસ્તો રહ્યો ન હોય ત્યારે એમના પર આપણે સહેલાઇથી આક્રમણ કરી શકીશું આપણા એ અચાનક આક્રમણથી ઓસ્ટ્રીયન સૈન્યમા ભાગતૂટ થશે અને ખડકો ઉપરથી સલામત રીતે આપણે મારો ચલાવી શકીશુ એ રીતે આપણે તેમને હરાવી શકીશુ આથી મારી સલાહ છે કે આપણે મોરગાર્ટનની ટેકરીઓ પર સૈન્ય બરાબર ગોઠવવુ જોઇએ જેથી ઓસ્ટ્રીયાના સૈન્ય પર અચાનક હુમલો કરી શકાય.”

વૃદ્ધ દેશભક્તની આ સલાહ નેતાઓને ગળે ઉતરી અને તેમણે તાત્કાલિક ગોઠવણની તૈયારીઓ કરવા માંડી. મોરગાર્ટનના ખડકો પર લશ્કર બરાબર ગોઠવી દેવામાં આવ્યુ, અને તે ઓસ્ટ્રીયન સૈન્યની રાહ જોવા લાગ્યા. કેટલાક સ્વીસ સૈનિકોએ મોટા મોટા પત્થરો આણી ખીણ ઉપર આવેલા ખડકોની કીનારો પર ઢગનાબંધ એકઠા કર્યા હતા: સ્વીસ સૈન્ય બરાબર તૈયાર થઇ ગયુ હતું.

પ્રાચી દિશામાં ભગવાન સૂર્યનારાયણનું આગમન સૂચવવાને અરૂણ જણાયો અને ઉષાદેવી પ્રગટી થોડી વાર પછી પ્રભાતના સૂર્યના બાલ કિરણો પર્વતો પર પથરાયા અને પોતાનો રક્તવર્ણ એમને અર્પતા હોય એમ જણાયુ ! આ વખતે સ્વીસ સૈનિકો તૈયાર થઇને ઉભા હતા. ધનુષ્ય, બાણ, તલવાર, ભાલા આદિ અસ્ત્રશસ્ત્રોથી તે સજ્જ હતા. એમની પાસે 'મોરનીંગ સ્ટાર' નામનું મહા બળવાન અસ્ત્ર હતું. એ ભારે ગદા જેવું હતું અને તેને માથે લોઢાના તીક્ષ્ણ કાંટા હતા, જેથી તારા જેવો તે ભાસ આપતું હતુ જેટલુ તેનુ નામ સુન્દર હતું તેટલું જ તે બીહામણુ હતું.

યુદ્ધ માટે તૈયાર થઈ પ્રાચીન પ્રથા પ્રમાણે સ્વીસ લોકો ઇશ્વિરની પ્રાર્થના કરવા માટે ધુંટણીએ પડયા. ઇશ્વિરને જ તે પોતાનો ખરો રાજા માનતા અને વિજય માટે તેની રહેમ ચાહતા હતા. " હે ત્રિભુવનપતિ ! અમે તારે શરણે છીએ. તું સર્વજ્ઞ છે, શત્રુઓનો અહંકાર અને તેમના કુવિચારથી તું અજાણ્યો નથી. જે તારામાં શ્રદ્ધા રાખે છે તેનું તુ રક્ષણ કરજે અને જે અભિમાની બની બધુ પોતેજ કરે છે એમ માને છે તેમને શીક્ષા આપજે. તુ એ ઓસ્ટ્રીયનોનો અહં-

કાર ચૂર્ણવિચૂર્ણ કરજો અને અમારી સ્વતંત્રતા, અમારૂં સ્વમાન વિગેરેનું રક્ષણ કરજે." પરમેશ્વરને તેમણે આ પ્રમાણે પ્રાર્થના કરી

ઉપાસના કરી રહ્યા પછી સ્વીસ લોકો દુશ્મનની ચાતકની જેમ વાટ જોવા લાગ્યા કારણ કે ગુપ્તચર ખબર લાવ્યો હતો કે લીઓપોલ્ડ સૈન્ય સહિત ઠેઠ નજદીક આવી લાગ્યો છે, અને તેથી એકેએક પળ ખીણમાં એના પ્રવેશ કરવાની આગાહી આપતી હતી. સ્વીસ લોકોને બહુ વાર થોભવું પણ્યુ નહિ

ઝોરૂવાથી સ્વીઝ પ્રદેશ તરફ આવવાના બે રસ્તાઓ હતા, લીઓપોલ્ડે અજ્ઞાનમાં કે વિધીના પ્રભાવથી જૂન બાકને, એ બેમાનો નજર રસ્તો લીધો હતો એણે મોરગાર્ટનની ખીણમાં થઈ પસાર થવાનો રસ્તો લીધો હતો, અને એ રસ્તો બહુ વિકટ અને ભયાવહ હતો એજ જગ્યાએ સ્વીસ લોકો તેમની ઉભે પગે વાટ જોતા હતા. તેની એને ખબર નહતી

શિયાળાના પ્રાતઃસૂર્યનાં ભાન કિરણો, ખીણમાં પસાર થતા લશ્કરના શિરસ્ત્રાણ ( Helmet ), ઢાલ, તરવાર ને ભાલા પર પડ્યા અને એ શસ્ત્રો પર ઝગઝગાટ પ્રસર્યો જોતજોતામાં મોરગાર્ટનની આખી ખીણ અગણિત સૈનિકો, અશ્વાદિ વાહનો, પવનમાં ફરફરતી ધ્વજાઓ અને તેજમાં ચમકતા અસ્ત્રશસ્ત્રોથી ભરાઈ ગઈ.

આવું જબરું લશ્કર સ્વીસ લોકોએ જીવનભરમાં પણ જોયું નહતું કોઈની પણ પરવા ન હોય એમ નિશ્ચિતપણે અને ધીમે ધીમે સૈન્ય આગળ વધતું હતુ અગ્રભાગમાં વીર યોદ્ધાઓ ને ઘોડેસ્વારો હતા અને પાછળ પાયદળ હતું ખીણ અત્યારે જાણે જનસમુદ્રથી ઉભરાઈ જતી હોય એવી લાગતી હતી !

પાર્વત્ય રસ્તો હોવાથી ઘોડેસ્વારો સાવધાનીથી ચાલતા હતા. એ રસ્તો લપસણો હતો અને જરા ઉતાવળ કરીને કે બેદરકારીથી ચાલતા સૈનિકો ધીમાધીમે નીચે પડતા હતા. પાયદળ દ્રુતગતિએ ચાલતું હોવાથી ત્યાં સૈનિકો લપસવા લાગ્યા, હાર ( line )મા ભંગ પડયો; અને તે ઉપરાઉપરી પડવા લાગ્યા

સ્વીસ લોકો ઉપર છાનામાના રહી બરાબર લાગ જોઇ રહ્યા હતા. આક્રમણ શરૂ કરવાનો સમય ઉપસ્થિત થયો છે એમ તેમણે જોયું અને એજ સમયે ભયંકર ચીત્કાર કરી, પ્રચન્ડ પ્રકાન્ડ પત્થરો, નીચે લથડતા, અથડાતા ને પછડાતા સૈન્ય પર તેમણે ફેંકવા માંડયા. પત્થરોનો મારો એકદમ ચાલ્યો, અને તે પણ અનવરત ચાલ્યો કારણ કે સ્વીસ લોકોએ પ્રથમથી જ પત્થરોના ઢગલા એકઠા કરી મૂકી મૂક્યા હતા. ખડકોપરથી મોટા મોટા પાણાઓ ગગડાવવામા આવ્યા અને એની નીચે ઓસ્ટ્રીયન સૈનિકો કચડાઇ જવા લાગ્યા. આ અચાનક આક્રમણથી ઓસ્ટ્રીયન સૈન્યમા ભયંકર ખળભળાટ જાગ્યો. પત્થરોનો મારો અસહ્ય ને પ્રાણઘાતક હતો એટલે સૈનિકો પ્રાણ બચાવવા આમથી તેમ નાઠા, અને ભંગ પડેલા સૈન્યમા વધારે ભંગાણ પડયું. સૈનિકો નાસવા લાગ્યા પણ નાસવાની જગ્યા ન હતી ખીણનો રસ્તો તદ્દન સાંકડો હતો અને આજુબાજુ ઉંચા ખડકો આવેલા હતા. સર્પ સાણસામા સપડાયો હોય અને જીવ બચાવવા તરફડીયા મારે એવી ઓસ્ટ્રીયનોની સ્થિતિ હતી. પત્થરના વર્ષાદથી ઘોડાઓ હાથ રહેતા ન હતા અને વિફરાઈ જઇ સ્વારોને ફેંકી દઇ, તેમને પગ તળે ચગદી નાખતા હતા. ધીંગોધીંગ ભરાઇ ગયેલા ને પત્થરો નીચે કચડાતા પાયદળ પર તે નાસભાગ કરી દોડવા લાગ્યા. આગળ શું

સ્થિતિ છે એ ન જોતાં પાછળના સૈનિકોએ જાન બચાવવા જોસભેર આગળ ધપવા માંડયું. આમ ઑસ્ટ્રીયન સૈન્ય આખું અસ્તવ્યસ્ત થઇ ગયું અને કેટલાય સૈનિકો કમોતે માર્યા જઇ યમધામ તરફ રવાના થઇ ગયા. આખા લશ્કરમાં ત્રાસ વર્તો.

ઑસ્ટ્રીયન સૈન્યમાં આમ જ્યારે બરાબર નાસભાગ, ધમાધમ અને કચડાકચડી ચાલી રહી, એટલે સ્વીસ લોકોએ ખડકો પરથી સીધો હુમલો શરૂ કર્યો; અને તેઓ બાણુ ફેંકતા ખડકો પરથી નીચે ઉતર્યા. એ ખડકોની ધારો બહુ સીધી હતી. પરંતુ સ્વીસ લોકોના જોડા નીચે લોઢાના કાંટા હતા જેથી ખડકોની ધારો પર-તે લપસ્યા વિના ચાલી શકયા. ટેકરીઓ પરથી અવતરણ કરતાં જ તેમણે ભાલા તલવાર અને 'મોરનીંગ સ્ટાર' આદિ હથિયારો યમદંડની માફક ફેરવવા માંડયાં; અને શત્રુ સૈન્યમાં તે 'યાહોમ કરીને પડયા.' જાનની દરકાર રાખ્યા વગર તે શત્રુઓ સાથે લડવા લાગ્યા.

પહાડ ને સરોવરની વચ્ચે આવેલી એ સાંકડી ખીણમાં ભારે કતલ ચાલી. 'મોરનીંગ સ્ટાર' ને ભાલાની અણીઓથી, ઑસ્ટ્રીયન સરદારો મૃત્યુના ડાચામાં પડવા લાગ્યા. કેટલાક સૈનિકો અંદરને અંદર પગ નીચે કચડાઇ, પીલાઇ યમધામમાં પહોંચ્યા; અને કેટલાય જે પ્રાણ બચાવવા નાસીને આગળ આવેલા સરોવરમાં પડયા તે ત્યાં ડુબીને મરણ પામ્યા.

સ્વીસ સૈન્યમાં સૌથી આગળ પડી, બહાદુરીથી અને ભય છોડી, ટેલ અને તેના મિત્રો લડતા હતા. આરનોલ્ડ તો શરીરમાંનું સઘળું જોર એકત્ર કરી ઑસ્ટ્રીયનો પર પ્રહાર કરતો હતો; સ્ટોફેશર અને

વોલ્ટર ૪૨૮ સૈનિકોને સરદા આપતા બહાદુરીથી લડતમાં ભાગ લઇ રહ્યા હતા. સુદર્શન ચક્રની માફક 'મોરનીંગ સ્ટાર' અને તલવાર ફેરવી ટેલ ઓસ્ટ્રીયનો પર સખત હુમલો ચલાવી રહ્યો હતો અને શત્રુ સૈન્યના વ્યુહમાં માર્ગ કરતો હતો.

ટેલ આમ આગળ ધસી રહ્યો હતો ત્યાં બે ઓસ્ટ્રીયન યોદ્ધાઓ તેના પર તૂટી પડયા. "મરવાને તૈયાર થાઓ, રાજ્યદ્રોહી!" તલવાર ઉપાડતાં એ યોદ્ધાઓએ બરાડ પાડી. જાણે ખાસ વેર લેવા આવ્યા હોય એમ તેમના વર્તન પરથી ટેલને જણાયું. ટેલ કાચેપોચો નહતો: એમનાથી એ આનયો જાય એવો નહતો. કુશળતાથી હથિયાર ચલાવી તેણે તેમના પ્રહારોને નિષ્ફળ કર્યા, અને હાથમાંનું "મોરનીંગ સ્ટાર" અતિ વેગથી ફેરવી એક યોદ્ધાને લાબો સુવાડી દીધો. એક દુશ્મનને યમધામમાં પહોંચાડતા દ્વિતીય યોદ્ધા સામે તે બીજા હાથથી ખંજર ફેરવી લડી રહ્યો.

પ્રથમ યોદ્ધો પડયો અને તેનું શિરસ્ત્રાણ મસ્તક પરથી ખસી ગબડી ગયું. એથી એનો ચહેરો સ્પષ્ટ દષ્ટિગોચર થયો. ટેલે દ્વિતીય યોદ્ધ સાથે લડતા એના ઢાલ ઉપર નજર નાખી તો અત્યાચારી શાસનકર્તા ગેસ્લરનો તે પુત્ર રીર્ડ્સ છે એમ તેને ખબર પડી.

વધરકનું મૃત્યુ થયેલું જોઇ દ્વિતીય યોદ્ધામાં ઝનુન ભરાયું અને તે મરણીઓ થઇ લડવા લાગ્યો. પરંતુ વીરવર વિલીયમ ટેલ આમા તેનું જોર ને ઝનુન નકામા હતા. જોતજોતામાં તે નૃત્યુવશ થઇ પ્રથમ યોદ્ધા પાસે જઇ પડયો. ટેલે જોયું તો આ બીજો યોદ્ધો પણ ગેસલરનો પુત્ર હતો એમ જણાયું. આ બન્ને ભાઇઓ પિતાનું ખૂન કરનાર

પર વેર લેવાને કેટલાય દિવસથી લાગ ખોળી રહ્યા હતા. આ યુદ્ધમાં આવવાનો મુખ્ય ઉદ્દેશ ટેલને મારી વેર લેવાનો હતો. લાગ સાધી તેમણે અહિંયા ટેલ ઉપર આક્રમણ કર્યું. પરંતુ વેર, વેરને ઠેકાણે રહ્યું. અને એ પોતેજ પિતા પાસે પહોંચ્યા.

પેલો અન્ટરવોલ્ડન પ્રદેશનો અત્યાચારી શાસનકર્તા, જેને સ્વીસ લોકોએ હાંકી કાઢ્યો હતો, અને જે વ્યક્તિએ સ્વીટ્ઝરલેન્ડમાં ફરીથી પગ ન મૂકવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે નરાધમ વચન ભંગ કરી આ યુદ્ધમાં સ્વીસ લોકોપર પોતાની દાઝ કાઢવા આવ્યો હતો. એના જેવા નરાધમો કમોતે, કૂતરાને મોતે માર્યા જાય છે; અને લેન્ડનબર્ગ કચડાઇને માર્યો ગયો હતો. એના શબ ઉપર થઇને હજારો પગ પસાર થઇ ગયા હતાઃ અત્યારે તેના શબ ઉપર થૂંકનાર પણ કોઇ નહતું.

ઓસ્ટ્રીયન સૈન્યનો, સવારના નવ વાગના પહેલાં માત્ર દોઢ કલાકમાં કચ્ચરઘાણ નીકળી ગયોઃ અને સ્વીસ લોકોએ અદ્ભૂત વિજય પ્રાપ્ત કર્યો. આ વિજયે સ્વીસ લોકોની સ્વતંત્રતા સિદ્ધ કરી. મુઠ્ઠીભર ખેડુતોએ મહા બળવાન લશ્કર સાથે બાથ ભીડી પોતાના દેશની રક્ષા કરી. સ્વીસ લોકો સત્યને પંથે ચાલનારા હતા અને તેથી ઇશ્વરની તેમને મોટી ઓથ હતીઃ એને લીધે જ તેમણે આ જય પ્રાપ્ત કર્યો હતો. જ્યાં અન્યાય, અભિમાન અને પરરાજ્ય લૂંટવાની દાનત હોય છે ત્યાં ઇશ્વરની સહાય હોતી નથી; અને પરમાત્માની જેના પર કુદૃષ્ટિ થઇ તેનું તો આવી બન્યું જ સમજવું. ઓસ્ટ્રીયનોની આવા પ્રકારની દશા થઇ હતી અને તેઓનું ઇશ્વરના અપ્રસાદથી જ ખેદાનમેદાન થઇ ગયું હતું. સ્વીસ લોકોએ સંપ જાળવ્યો હતો, પુરૂષાર્થ કર્યો હતો, અને તેથી જ તેમણે જય મેળવ્યો હતો. સ્વાતંત્ર્યને સ્વદેશની રક્ષા

આ વીરપુરુષોએ માલમિલ્કત કે કશાની પણ દરકાર રાખ્યા વિના કરી હતી. ધન્ય છે એ સ્વાર્થત્યાગી સ્વદેશપ્રેમીઓને !

સ્વીસ લોકોના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં આ મોરગાર્ટનના યુદ્ધનું સ્થાન અનેરૂં છે. આ યુદ્ધથી સ્વીસ લોકોએ પોતાનું ખરૂં રૂપ પ્રદર્શિત કર્યું, પોતાના દેશને રાક્ષસોના પંઝામાથી બચાવ્યો, અને પોતાનું સ્વમાન તથા સ્વાતંત્ર્ય જાળવ્યું. ઓસ્ટ્રીયનોને તેમણે આજ યુદ્ધથી પુરેપુરી પરરાજ્ય લૂંટવાની ખોડ ભૂલાવી દીધી અને સાથે પોતાનો પ્રભાવ દેખાડયો. આ મોરગાર્ટનનું યુદ્ધ એ સ્વીસ થરમોપોલી છે* પરંતુ તે ગ્રીક લોકો કરતા વધારે ફતેહમંદ છે.

---

*થરમોપોલીનું યુદ્ધ ૪૮૦ બી.સી.માં પરશ્યનો અને ગ્રીક લોકો વચ્ચે થયુ હતુ પરશ્યનો મહાન રાજા ઝરેકસીસ ગ્રીસને હસ્તગત કરવા માટે મોટું લશ્કર લઇ ચઢી આવ્યો ગ્રીક લોકો તૈયાર થઇ ગયા અને પરશ્યનોને આગળ વાના સાંકડા રસ્તાની ઉપર તે લશ્કર લઇ બેઠા. આ સાંકડો રસ્તો તેજ થરમોપોલી, એના જેવો બીજો નાનો રસ્તો પણ હતો, જેનું નામ ટેમ્પે હતુ. લીઓનીડાસ નામનો બહાદુર નર આ જગ્યાએ સેનાપતિ હતો. થરમોપોલી આગળથી ત્રણ વખત પરશ્યન લશ્કર હારીને નાઠું, અને ગ્રીક લોકો સ્થિર ઊભા. પરંતુ ત્યાં પૈસાનો ભૂખ્યો એક દેશદ્રોહી પાકયો, જેનું નામ ઇફીએલ્ટેસ હતુ, અને તેણે પરશ્યનોને પાર્વત્ય રસ્તો બતાવી, સામા ભાગ ઊભા રહેલા ગ્રીક લોકોની પાછળ લઇ જવાનું કહ્યુ પરશ્યનો આ રસ્તાથી અજાણ્યા હતા તેથી તેમણે તેનો ઉપયોગ કર્યો, અને થરમોપોલીની ખીણમાં થઇ, જ્યાં ઉષ્ણપાણીના ઝરા વહેતા હતા ત્યાંથી તે આગળ ધાયા. ગ્રીક લશ્કરને આ ખબર મળી, અને ૪૦૦૦ સૈનિકોમાંનો મોટો ભાગ પલાયન કરી ગયો. માત્ર લીઓનીડાસ અને તેના ત્રણસો માણસ અને બીજાં ૧૧૦૦ માણસો ત્યાં અડગ ઊભા. અત્યાર સુધી લીઓનીડાસે પેલી રસ્તા ઉપરની ભીંત પાસેથી [illegible]

પડયો, અને પરશ્યનો અને ગ્રીકો

૧૩૧૫ ની સાલની ૧૫ મી નવેમ્બરના દિવસે આ વિખ્યાત મોરગાર્ટનનું યુદ્ધ થયું હતું. આ યુદ્ધમાં પંદર હજાર ઓસ્ટ્રીયન સૈનિકો માર્યા ગયા હતા. ઓસ્ટ્રીયન સૈન્યના સઘળા વીરપુરુષો, ઓસ્ટ્રીયાની શોભારૂપ સરદારો ને અમીરો આ ખીણમાં નષ્ટ થયા હતા. આથી કેટલાંય વર્ષ સુધી ઓસ્ટ્રીયા વીરશૂન્ય રહ્યું હતું. મોરગાર્ટનના યુદ્ધે ઓસ્ટ્રીયનોને નરમઘેંશ બનાવ્યા અને હેઠે પાડયા; અને એજ લડાઇએ સ્વીસ લોકોને સ્વતંત્ર બનાવ્યા અને ઉંચે ચઢાવ્યા.

ડયુક લીઓપોલ્ડ, જેમ તેમ કરી પોતાની જાન બચાવી, મરતા સૈન્યને પડતું મૂકી યુદ્ધમાંથી પલાયન કરી ગયો હતો. એક વફાદાર સૈનિકે યુદ્ધક્ષેત્રમાંથી તેને બચાવી, પાર્વત્ય પ્રદેશના રસ્તાઓ પર થઇ, સહિસલામત જગ્યાએ તેને પહોચાડયો હતો. ઓસ્ટ્રીયાથી તે અસંખ્ય આશાઓ સહિત નીકળ્યો હતોઃ પરંતુ એક પણ આશા ફળીભૂત થયા વિના તે ત્યાં પાછો આવ્યો. તે તદ્દન હતાશ બની ગયો હતો.



---

વચ્ચે યુદ્ધ જાગ્યું. લીઓનીડાસના અલ્પ મનુષ્યોથી એ યુદ્ધમાં ૨૦૦૦૦ પરયનો સમધામમાં પહોંચ્યા; અને તે પોતે અને તેનું નાનું સૈન્ય પણ દુશ્મનોથી કતલ થઇ ગયું. પરંતુ લીઓનીડાસની આ દેશભક્તિથી તુરતજ ગ્રીક લોકોએ સેલેમીસના યુદ્ધમાં મોટો વિજય મેળવ્યો, જો કે થરમોપોલી આગળ ગ્રીક સંપૂર્ણ ફતેહમંદ નીવડયા નહિ. મોરગાર્ટનના યુદ્ધમાં એ ખીણ આગળ સ્વીસ લોકોએ સંપૂર્ણ વિજય મેળવ્યો હતો. થોડાજ પ્રમાણના ગ્રીક લોકોએ જેમ થરમોપોલી આગળ મોટા લશ્કર સાથે બાથ ભીડી, તેને પલાયન કરાવ્યું હતું, તેવીજ રીતે સ્વીસ લોકોએ ઓસ્ટ્રીયાના મહાન લશ્કરનો કચ્ચરઘાણ વાળ્યો હતો.

થરમોપોલીની સંપૂર્ણ હકીકત માટે જુઓ શારલોટ–મેરી–યંગના લખેલા 'A Book of Golden Deeds' નામક પુસ્તકનું, The Pass of Thermopylae' નામક દ્વિતીય પ્રકરણ.

## પ્રકરણ ૧૮ મું.

### ઉપસંહાર

મોરગાર્ટનના યુદ્ધ પછી ડયુક લીઓપોલ્ડ પુનઃ સ્વીસ પ્રજાની સ્વતંત્રતા પર છાપો મારવાની ખોડ ભૂલી ગયો. એ લોકોની સ્વતંત્રતાનો ઉચ્છેદ કરવાના વિચારો તેણે માંડી વાળ્યા. જે લોકોને એ જંગલી ખેડુતો, અભણ કૃષીકારો તરીકે માનતો હતો, તેમનું સામર્થ્ય, તેમની દેશભક્તિ અને તેમનો પ્રભાવ જોઈ, તેમને ગુલામો બનાવવાની તેની આશાઓ ચૂર્ણવિચૂર્ણ થઇ ગઇ.

મોરગાર્ટનના યુદ્ધ પછી ૯ મી ડીસેમ્બર ૧૩૧૫ ને દિવસે યુરી, સ્વીઝ અને અન્ડરવોલ્ડન ત્રણે પ્રદેશોના નેતાઓ ને સ્વદેશપ્રેમીઓ પુનેન મુકામે એકત્ર થયા. અહિંયા ત્રણ પ્રદેશો વચ્ચે થયલા ૧૨૯૧ ના સંધી કરારોમા વધારો કરવા અને તેમણે રૂટલી પર લીધેલી પ્રતિજ્ઞાને વિધીસર લેવા તેઓ ભેગા મળ્યા હતા. આ સધીકરારો ભવિષ્યના ૫૦૦ વર્ષ સુધી એ પ્રદેશો વચ્ચેના એકમત અને એકસંપ તરીકેના પ્રધાન કાયદાઓ રહ્યા. આ સધી કરારને કોઇ પણ પ્રદેશે તોડયા નહિં; અને સૌ એકસંપી બની સ્વાતંત્ર્યનું સુખ અનુભવવા લાગ્યા.

સ્વીસ લોકોએ મોરગાર્ટનના યુદ્ધને ચિરસ્મરણીય કરવા માટે એ સમરક્ષેત્ર પર એક દેવળ બંધાવ્યું. એ ઉપાસનાલયની દિવાલો પર યુદ્ધના ચિત્રો છે, અને એ જોતા પ્રેક્ષકને કંઇ અવનવા વિચારો ઉદ્ભવે છે. આ યુદ્ધના સ્મરણાર્થે દર વર્ષે ૧૫ મી નવેમ્બરને-જે દિવસે એ પ્રખ્યાત યુદ્ધ થયું હતું તે દિવસને-સ્વીસ પ્રજા ઇશ્વરની પ્રાર્થનાનો દિવસ ગણે છે, અને તે અદ્યાપિપર્યંત ચાલુ છે.

ઓસ્ટ્રીયનો અને મોરગાર્ટનના યુદ્ધથી પરાસ્ત થઇ ગયા હતા અને તેમને સખત નુકશાન લાગ્યુ હતું, છતાય ઉભય જાતિ વચ્ચેની શત્રુતા બંધ પડી નહિ, અને ઓસ્ટ્રીયનોએ સ્વીસ લોકોનો પીછો છોડયો નહિ એ દુશ્મનાવટના ફળરૂપી લડાઇઓ મોરગાર્ટનના યુદ્ધ પછી કેટલાય વખત સુધી ચાલી, અને બસો વર્ષ પછી સ્વીટ્ઝરલેન્ડે સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી પ્રખ્યાત ત્રણ પ્રદેશો પછી ધીમે ધીમે અન્ય નાના પ્રદેશો પણ સ્વતંત્ર બન્યા અને સંયુક્ત થયા એમણે એકત્ર થઇ એકરૂપી બની ઓસ્ટ્રીયનોને ૧૩૮૬ ની સાલમા સેમપેચ અને ૧૩૮૮ મા નાફેલ્સના યુદ્ધોમા હરાવ્યા ઓસ્ટ્રીયનો આમ અવારનવાર પોતાની શત્રુતા પ્રદર્શિત કરતા હતા અને સ્વીટ્ઝરલેન્ડ પર ચઢી આવતા હતા પરંતુ સ્વીટ્ઝરલેન્ડમા ગેસ્લર ને લેન્ડનબર્ગ જેવા શયતાન શાસનકર્તાઓના ભયંકર દિવસો ફરીથી આ યા નહિ, અને આખી સ્વીસ પ્રજા ધીમે ધીમે સ્વતંત્ર બની.

× × × ×

સ્વતંત્ર સ્વીટ્ઝરલેન્ડનુ બંધારણ ૧૨ મી સપ્ટેમ્બર ૧૮૪૮ ને દિવસે બદલાયુ એ દિવસે સ્વીટ્ઝરલેન્ડના ભિન્નભિન્ન પ્રદેશો વચ્ચે નવા કોલકરાર થયા, અને જુનુ ઠરાવપત્ર નાબુદ કરવામા આવ્યુ નૂતન બંધારણના કેટલાક લક્ષણો અમેરીકન પ્રજાસત્તાક રાજ્યના હતા, પરંતુ મોટે ભાગે Meditation Ally ને ધોરણે આ બંધારણ રચવામા આ યુ હતું સેન્ટ્રલ ગવરમેન્ટમા ત્રણ વિભાગો પાડવામા આવ્યા હતા, ફેડરલ કાઉન્સીલ, લેજીસ્લેટીવ કાઉન્સિલ અને ફેડરલ ટ્રીબ્યુનલ

પ્રજાનો અવાજ કાયદાકાનુનો ઘડવામા વધારે રહે માટે ૧૮૮૩ ની

સાલમા બે નવી વસ્તુઓનું સ્થાપન કરવામા આવ્યું, જે માત્ર સ્વીટ્ઝરલેન્ડ એકલા દેશમા જ જોવામા આવે છે ઈનીશીએટીવ ( Initiative ) અને રેફરેન્ડમ ( Referendum ) એ એમના નામ છે એક ઇતિહાસકાર લખે છે કે " They are perhaps the furthest developements of Democracy, yet reached and are exciting considerable interest in English—speaking countries at the present time "

ઈનીશીએટીવ એ ચીનીવન કરવાના હક્કનું વિકસીત રૂપ છે. આથી મત આપનાર વ્યક્તિ કાયદાકાનુઓમા ફેરફાર કરવાનુ કહી શકે છે રેફરેન્ડમથી પ્રજાને એવો હક્ક આપવામા આવ્યો છે કે સેન્ટ્રલ એસેમ્બ્લી અથવા તો ફેડરલ એસેમ્બ્લીએ ઘડેલા કાયદાઓ પ્રજાની અનુમતિથી પસાર થવા જોઈએ ઇંગ્લેન્ડમા આવુ નથી ત્યા પાર્લામેન્ટ કાયદાઓ પ્રજાની અનુમતિ લીધા સિવાય ઘડી શકે છે સર્વ સત્તા પાર્લામેન્ટના હાથમા જ છે, અને તેને ' Omnipotence, of Parliament કહે છે સ્વીટ્ઝરલેન્ડમા તેવી રીતનું નથી કાયદો ઘડવામા પ્રજાની અનુમતિ લેવી પડે છે અગ્રેજી રાજ્યના બધારણમા આથી સહેલાઇથી ફેરફાર થઇ શકે છે, જ્યારે સ્વીટ્ઝરલેન્ડમા તેમ થઈ શક્તુ નથી સ્વીટ્ઝરલેન્ડમા, બધા ણમા ફેરફાર કરવા માટે રેફરેન્ડમથી પ્રજાની અનુમતિ લેવી પડે છે આથી આપણે જોઇશુ કે સ્વીસ પ્રજાને કેટલી સ્વતંત્રતા છે

સ્વીટ્ઝરલેંડનું પ્રજાસત્તાક રાજ્ય અત્યારે આટલુ બધુ સ્વાતંત્ર્ય અનુભવી રહ્યુ છે એ દેશ જેટલુ કેળવણી ને શિક્ષણ પર ધ્યાન બીજે ક્યાઇ અપાતું નથી એ લોકો માને છે કે શિક્ષણ જ સૌને સ્વતંત્ર

બનાવે છે, એના સિવાય સ્વતંત્ર નથી. કેળવણીનો પ્રચાર એ દેશમાં અદ્ભુત છે અને ત્યાં કેળવણીની એવી પ્રણાલી છે કે ગરીબમાં યે ગરીબ અને ગામડામાં યે ખૂણેખાંચરે રહેનારાઓને પણ તે પ્રાપ્ત થઈ શકે છે.

સ્વીસ પ્રજા રાજ્યદ્વારી બાબતોમાં ભાગ લેતી નથી, પરંતુ તટસ્થ રહે છે. ઉભય પક્ષમાંથી ગમે તે પક્ષના મનુષ્યને રક્ષણ આપવાનો તેમને હક્ક છે અને તે 'Right of Asylum' કહેવાય છે. આપણે આશા રાખીએ છીએ કે સ્વીટ્ઝરલેન્ડ પોતાનું તટસ્થપણું સદાને માટે જાળવી રાખશે!

ઓસ્ટ્રીયનોના જૂલ્મોમાંથી સ્વદેશનું રક્ષણ કરી સ્વીસ નરસિંહોએ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું અને શાસનકર્તાઓ પાસેથી એ પ્રજાએ પોતાનો જન્મસિદ્ધ હક્ક જાળવી રાખ્યો. આરંભમાં પ્રખ્યાત ત્રણ પ્રદેશોનું સંમેલન હતું, તે વધી ૮ પ્રદેશોનું બન્યું, પછી ૧૩ નું બન્યું અને અત્યારે સ્વીટ્ઝરલેન્ડ ૨૨ પ્રદેશોનું (cantons) બનેલું એક સંઘિબદ્ધ સંસ્થાન (Fedeal State) છે. આ અનુપમ દેશને એનું સ્વાતંત્ર્ય અવિચળ રહો! इति ॐ!

સંપૂર્ણ

ભારતની ચઢતી અને પડતી દશાઓ બતાવતું

# જય ભારતી

વીસમી સદી ( માસિક ) અને સંસાર નૌકા ( નાટક ) થી જાણીતા થયેલા મી. શયદાની કલમથી લખાયલું સુંદર પુસ્તક છે. પુસ્તકમા બધા મળી ૧૨૨ સુસદ્દસ-રસમય-કાવ્યો છે. જેમા ભારતની ચડતી, પડતીનું હૃદયદ્રાવક ચિત્ર આલેખાયું છે. આપણે કોણ હતાં ? આપણા પૂર્વજો કેવા હતા ? આપણું બાહુબળ, બુદ્ધિ, સામર્થ્ય, વગેરે સંપત્તિના અખુટ સાધનો, અને આ કંચન સમા દેશની જાહોજલાલી, સીનેમાની ફીલ્મની માફક દૃષ્ટિ આગળ દોડતી જણાય છે. તેમજ હાલની આ અધમ દશા કેમ થઇ અને એ બધુ ચિત્ર સ્વપ્નવત કેમ થઈ ગયું છે, અને તેમાથી મુક્ત થવા માટે કેવો યત્ન સમારંભ આદરવો જોઇએ. એ આ પુસ્તક બતાવે છે.

કીંમત રૂ. ૧-૪-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને અર્ધી કીંમતે